શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળા—ગ્રંથાંક ૨૯.

# अध्यात्मशान्तिः



રચયિતા
શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ આચાર્ય મહારાજ
શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.

પ્રકટકર્ત્તા,
શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.
હા. વકીલ મોહનલાલ હિમચંદ.
પાદરા.

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬
આવૃત્તિ ત્રીજી.
કિંમત ૦-૩-૦

આ ગ્રંથ મળવાનું ઠેકાણું—

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.

૧ હેડ ઓફીસ, મુંબઈ

શા. વાડીલાલ રાયચંદ (સેક્રેટરી)ની

ઓફીસ, ત્રાંબાકાંટા.

શેઠ જવેર ગુમાનનો માળો.

૨ બ્રાંચ ઓફીસ,

વકીલ મોહનલાલ હિમચંદ

પાદરા. (ગુજરાત).



વડોદરા—ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ
વિ. ઠક્કરે શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ માટે છાપી
પ્રસિદ્ધ કર્યું. તા. ૧૦-૯-૨૬

# નિવેદન.

પરમોપકારી પ્રાતઃસ્મરણિય યોગનિષ્ઠ આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજીએ આ ગ્રંથ પાદરામાં સંવત ૧૯૫૯ ના માગસર વદી ૩ ના રોજ પૂર્ણ કર્યો હતો અને તે કાવીઠાનિવાસી શેઠ રતનચંદ લાધાજી તથા શેઠ ઝવેરભાઇ ભગવાનદાસની આર્થિક દ્રવ્ય સ્હાયથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. જે ખપી જવાથી શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી સં. ૧૯૬૯ માં શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રંથમાળાના ગ્રંથાંક ૨૬ તરીકે તેની બીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી હતી અને આ બીજી આવૃત્તિ પણ ખલાસ થઇ જવાથી શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ તરફથી ગ્રંથાંક ( ૨૬ ) તરીકે જ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની જરૂર પડી છે. જે તેની લોકપ્રિયતા તથા ઉપયોગિતા બતાવે છે.

આ ગ્રંથમાં આત્માને શાંતિ શી રીતે મળે, તેના ઉપાયો, આત્માનું મૂળ સ્વરૂપ અને તે સમજાવવા માટે આત્મા અને કર્મનો સંબંધ અને કર્મના મૂળભેદ ૮ તથા ઉત્તરભેદ ૧૫૮ છે. તેનું સ્વરૂપ વર્ણવ્યું છે, તેમજ બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ ત્રણ પ્રકારના આ-

ત્માનું સ્વરૂપ વર્ણવી છેવટે ઉપાદેય આત્મતત્વ છે એમ નિશ્ચય કરવામાં આવ્યો છે.

આચાર્ય મહારાજ પોતાની હયાતીમાંજ ૧૦૮ ગ્રંથો તૈયાર કરી પ્રકટાવી ગયા છે. તે પૈકી ઘણાક ગ્રંથોની ચાર ચાર આવૃત્તિઓ થવા પામી છે. તેમજ લગભગ ૩૫ ગ્રંથો તો બીલકુલ શિલીકમાંજ નથી. જેની આવૃત્તિઓ કાઢવી રહી. આમાંનાં કેટલાક ગ્રંથો ના૦ બ્રીટીશ સરકાર તથા શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ તથા લાયબ્રેરીઓ માટે મંજુર કર્યાં છે. આ ઉપરથી આ પુસ્તકોની ઉપયોગિતા જણાઇ આવશે.

આવા ઉપયોગિ આત્મહિતના ગ્રંથોદ્વારા જીજ્ઞાસુ વાંચકો આત્મકલ્યાણ સાથે પરમશાંતિ મેળવો એમ ઇચ્છાય છે.

આ ગ્રંથ પ્રકાશનમાં ગામ અંગુઠણનાં બાઇ આધાર તે શા. ગોરધનદાસ હીરાચંદની વિધવા, હા. છોટાલાલ મોહોલાલ એમણે રૂ. ૧૮૦)ની દ્રવ્ય સહાય કરી જ્ઞાન ભક્તિનો અપૂર્વ લાભ લીધો છે. જે અસંત પ્રશસ્ત અને પ્રશંસનીય હોઇ મંડળ તરફથી તેમનો ધન્યવાદપૂર્વક આભાર માનવામાં આવે છે.

પાદરા. } વકીલ મોહનલાલ હીમચંદ.
૨૯-૮-૨૬ } શ્રી અ૦ જ્ઞા૦ પ્ર૦ મંડળથી.

ॐश्रीशंखेश्वरपार्श्वनाथायनमः ॐह्रींश्रीसरस्वत्यैनमः

# अध्यात्मशान्ति.

(મંગલાચરણ અને પ્રયોજન.)

દુહા.

સરસતિ ભગવતિ ભારતી, હૃદયધરી નિશદિન,
આત્મબોધદાયી ગુરૂ, ચરણકમળમાં લીન. ॥१॥
નિજ સ્વરૂપ વિચારતાં, ભ્રાંતિ દશા દૂર જાય;
રાગ દ્વેષ દૂરે ટલે, સમતારસ સુખ પાય. ॥२॥
સ્વપર પ્રકાશક દિનમણિ, તાદશ રચના સાર;
કરતાં શિવસુખ સંપજે, લહિયે ભવજલ પાર. ॥३॥
અધ્યાત્મશાંતિ તણો, ગ્રંથ રચું સુખકાર;
યથાશક્તિ ઉદ્યમથકી, હોવે પર ઉપકાર. ॥४॥
ઇષ્ટદેવ અરિહંત છે, સુવિહિત ગુરૂ મમ હોય;
સ્યાદ્વાદ જગ દિનમણિ, પ્રગટે તો સુખ જોય. ॥५॥

॥ मंगलम् ॥

ध्यां सरस्वतीं देवीं, नमस्कृत्यगिरां गुरुम ।
अध्यात्मशान्ति नामानं, ग्रंथंकरोमि शांतिदम ॥१॥

॥ ग्रन्थ प्रयोजनम ॥

यद्यपि बहवो ग्रंथाः, सन्ति परोपकारिणः ।
तथाप्ययं सुबोधाय सम्यगसुपकारकः ॥२॥
कान्ताधरसुधास्वादात् कामिनां यत् सुखंभवेत् ।
अस्मद् ग्रंथस्य पार्श्वेतन् स्वल्पायते सुखोदधेः ॥३॥
अविज्ञात्मस्वरूपोयः, समुग्धो भ्रमतिध्रुवं ।
अपारे घोरसंसारे, तस्योद्धिरयं सुधासदा ॥४॥
विनास्याद्वादधर्मैवे निर्वाणंहि कुतोनृणां ।
अतोमोक्षाभिलाषाय सेव्योधर्मोजिनोदितः ॥५॥
द्रव्यभावात्मकोधर्मो वीतरागेण भाषितः ।
कर्मनाशाय तंधर्मं, सेवन्ते विबुधाजनाः ॥६॥

अथ प्राकृतभाषायां लिख्यते.

## ગ્રન્થારંભ

આ જગતમાં દરેક જીવ સુખની આશા રાખે છે; પણ પાંચ કારણની સામગ્રી મળ્યા વિના તાત્વિક સુખ પામી શકતા નથી. કોઇ જીવ ધનથી સુખ માનેછે. કોઈ

પુત્રથી સુખ માને છે. કોઇ રાજ્યથી સુખ માને છે. કોઇ સ્ત્રી સંભોગથી સુખ માને છે. કોઇ ખાવામાં સુખ માને છે. એમ દરેક જીવો પોતાની બુદ્ધિ પ્રમાણે તે તે વસ્તુમાં સુખ માને છે; પણ ખરૂં સુખ આત્માના સ્વરૂપનું જ્ઞાન થવાથી થાય છે, તેને વિરલાજ જાણી શકે છે.

પ્રશ્ન—શું ધનથકી સુખ થતું નથી ? ધન વિના સુખ કંઇ દેખાતું નથી, તો આપ ધનમાં સુખ નથી એમ શાથી કહો છો ?

ઉત્તર—હે ભવ્ય ! હજી તેં આત્માનું સ્વરૂપ જાણ્યું નથી ત્યાં સુધી ધનમાં સુખ માને છે; પણ જો ગુરૂ કૃપાએ આત્માનું સ્વરૂપ જાણ્યામાં આવે તો તારી ભ્રાંતિ દૂર થયા વિના રહેશે નહીં. જુઓ, પ્રથમ ધન છે તે નવ પ્રકારનું છે. ધન, ધાન્ય, ક્ષેત્ર, વસ્તુ, રુપુ, સુવર્ણ, કુપ્ય, દ્વિપદ, ચતુષ્પદ ઈત્યાદિ જે ધન છે, તેમાં જરા પણ સુખ દેખાતું નથી. આપણે જ્યારે જન્મીએ છીએ ત્યારે ઉપર મુજબ ગણાવેલું ધન સાથે જન્મતું નથી; તેમ આપણા મૃત્યુ બાદ તે ધન સાથે પણ આવતું નથી. ધન છે તે સુખ દુઃખનું કારણ છે.

પણ તે જ કંઇ સુખ કહેવાય નહીં. સુખ કાંઇ આંખે દેખી શકાતું નથી. તાત્વિક સુખ તો અરૂપી છે, અને તે સુખ તો આત્મામાં રહેલું છે.

પ્રશ્ન—શું ત્યારે ધન થકી દુઃખ થાય છે? અને જો દુઃખ થતું હોય તો કેવી રીતે થાય છે. તે બતાવો ?

ઉત્તર—હે ભવ્ય ! જુઓ, પ્રથમ ધન મેળવવાની આશાએ જીવ અનેક પ્રકારનાં દુઃખ સહન કરે છે. કોઇ સમુદ્રમાં પેસે છે, કોઇ પર્વત ઉપર ચઢે છે, કોઇ ગુલામગીરી કરે છે, કોઇ યાચના કરે છે; તોપણુ તે ધન ભાગ્ય વિના મળી શકતું નથી. અને કદાપિ મળ્યું તો તેને સાચવવાની ચિંતા રહે છે; અને સુખે કરી ઉંઘ આવતી નથી. દુશ્મનલોકો તે ધન લેવા સારૂ તેને મારી નાંખે છે. દશ રૂપિયા મળ્યા તો સો રૂપિયા મળવાની આશા રાખે, એમ ઉત્તરોત્તર આશા વધતી જાય છે; પણ સંતોષ થતો નથી અને સંતોષ વિના સુખ નથી. માટે તેવા બાહ્યધનને ધિક્કાર છે. જુઓ, રાત્રીના વખતમાં મમ્મણશેઠ બિચારો ધનપતિ છતાં પણ લાકડાં કાઢવા પડયો. તેમ ધવળશેઠે બાહ્યધનની

અદેખાઇથી શ્રીપાળરાજાને મારવાનો પ્રયત્ન કર્યો. એક વખત કુમારપાળરાજા ફરતાં ફરતાં કોઇ દેશમાં ગામની બહાર આવ્યા. ત્યાં એક ઉંદર દરમાં પેસી સોનામહોરો બહાર લાવતો હતો અને તેના ઉપર બેસી નાચી ખુશી થતો હતો, સોનામહોરો કુમારપાળરાજાએ લેઇ લીધી ત્યારે તે ઊંદર ધનની મમતાથી મરણ પામ્યો. માટે બાહ્યધનમાં કંઇ સુખ ભાસતું નથી ખરૂં સુખ તો આત્મામાં રહેલું છે. મરતી વખત ધનની મમતા જો રહે તો ઊંદર, સર્પ, વિગેરેના અવતાર લેવા પડેછે. માટે અનાદિકાલ અજ્ઞાન દશામાં રાખનારા દુઃખદાયી ધનથકી કશું થતું નથી. ઉલટું તે થકી પાપની વૃદ્ધિ થાય છે અને પાપકર્મે કરી જીવ ચોરાશીલાખ જીવ-યોનિમાં ભટકે છે અને ચાર ગતિમાં અનેક પ્રકારનાં દુઃખ પામે છે. ધનને સારૂ પ્રથમ ત્રસ તથા સ્થાવર જીવોની હિંસા થાય છે. અસત્ય વચન બોલવું પડે છે. ચોરી કરવી પડે છે. ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચાર કષાય છે તે ધનથકી વૃદ્ધિ પામે છે અને અંતે આર્તધ્યાન તથા રૌદ્રધ્યાન ધ્યાઇ નરક તથા

તિર્યંચની ગતિમાં જવું પડે છે. કોઇ માણસ કરોડાધિપતિ હોય પણ જો તે માંદો થાય તો સોનાના, મોતીના તથા હીરાના ઢગલા ઉપર બેસાડવાથી પણ તેનું દુઃખ મટતું નથી. તેવા માંદા માણસને ઉલટું મરતી વખતે તે ધનની ચિંતા થાય છે અને દુઃખ થાય છે એવા માંદા પડેલા કરોડાધિપતિને અમૃત સરખું ભોજન પણ ભાવતું નથી અને તેનાથકી સુખ થતું નથી. ધનની વૃદ્ધિથકી ધનમદ ઉત્પન્ન થાય છે, અને હું મોટો છું, મારા જેવો કોઇ નથી, એમ પાપના વિચારો વારંવાર થયા કરે છે. ધનથકી વેશ્યાગમન કરવાની ગરજી થાય છે. વગેરે અનેક દુઃખનું સ્થાન બાહ્યધન છે. ધન કદાપિ હોય અને પુત્ર ન હોય તો બિચારો ધનવાન્ ચિંતાસમુદ્રમાં બુડી મરે છે; કદાપિ છોકરા હોય પણ ધન ન હોય તો પણ દુઃખજ થાય છે. માટે એ અસાર પદાર્થ થકી સુખ કદિ થતું નથી. જો ઘણું ધન હોય અને પુત્ર જો ખરાબ પાકે કિંવા કોઇ સગું મરી જાય; તોપણ બિચારા ધનવાનને તો દુઃખનું દુઃખજ રહે છે. ચક્રવર્તિરાજા

હોય, વા કરોડાધિપતિ કોઇ હોય, તોપણ આ અજ્ઞાનદશાથી માનેલું બાહ્યધન તેની સાથે જતું નથી. આ પ્રત્યક્ષ દેખાતું શરીર પણ સાથે જતું નથી, તો બીજી કઇ વસ્તુ જઇ શકે ? ત્યારે હે સુજ્ઞો ! વિચારો કે ધનથકી જે સુખ થાય છે તે સંધ્યારાગ સમાન જાણવું. નિત્ય સુખ તો આત્માના ગુણોથકી થાય છે, લક્ષ્મી હાથીના કાન જેવી ચંચળ છે; વિજળીના ચમકારાની પેઠે નાશવંત છે; કોઇની સાથે લક્ષ્મી કદિ ગઇ નથી અને જવાની પણ નથી. પુદ્ગલદ્રવ્ય જે જડરૂપ છે, નાશવંત છે, તેને પંડિત પુરૂષો ધન માનતા નથી; પણ ખરૂં ધન તો આત્મામા રહેલું છે, તેની જો ઇચ્છા હોય તો બાહ્યધનનો ત્યાગ કરો? તેના ઉપરથી મમતા ઉતારો, તો આત્માનું ધન પામવાને યોગ્ય થશો. એ આત્મામાં રહેલુ ધન કદાપિકાળે નાશ પામતું નથી, અને અદ્ભુત સુખ તેથી થાય છે. આત્માનું સુખ અનંત છે, તેને કેવલી ભગવાન્ સાક્ષાત્ જાણી શકે છે. સારૂં સારૂં ખાવાથી સુખ માનવું તે પણ શુક્તિમાં રૂપાની બ્રાંતિની પેઠે જાણવું. સમજવું કે भोगे रोगभयं—

ભોગ ભોગવવામાં અવશ્ય રોગનો ભય રહેલો હોયછે. ઘણું ખાવાથી અજીર્ણ થાય છે ને વખતે મરણ પણ થાય છે. કદાપિ નિયમસર ભોજન કરવામાં આવે તો પણ અંતે એ ભોજનરૂપ જડ વસ્તુથકી આત્માનું તાત્વિક સુખ અનુભવાતું નથી. આત્મજ્ઞાનીઓ જે આત્મસુખ પામે છે, તે સુખની આગળ લેશમાત્ર પણ પૌદ્ગલિકસુખ હિસાબમાં નથી. સ્રીસંભોગથી પણ સુખ નથી, કારણ કે સ્રીનું શરીર જેવું બહાર દેખાય છે તેવું અંદર નથી. સ્રીનાં નવ દ્વારથી સદા અશુચિ વહન થાય છે.સાત ધાતુ થકી શરીર બન્યું છે. દુર્ગંધમય છે તે થકી સુખ કંઈ છે જ નહીં. કામનો રસ ભોગવતાં સુધી મધુર લાગે છે અને સારા ભોજનનો રસ જમતાં સુધી મીઠો લાગે છે; પણ આત્મસ્વરૂપનો રસ છે તે સદાકાળ અમૃતસમાન સુખકારી થાય છે. આત્મસ્વરૂપ જાણવાથી રાગ દ્વેષરૂપી શત્રુ નાશ પામે છે અને અનહદ શાંતિ થાય છે. આત્મસ્વરૂપ જાણવાથી મનમાં ઉત્પન્ન થતી વિકલ્પ સંકલ્પની શ્રેણિ નાશ પામે છે અને નિર્વિકલ્પદશાની પ્રાપ્તિ થાય છે. રોગોપચાર મનુષ્ય, મનુષ્ય

પ્રત્યે જેમ જુદો જુદો હોય છે તેમ ધર્મની યોગ્યતા પણ મનુષ્ય મનુષ્ય પ્રત્યે જુદરે કરીને જુદી જુદી છે. આત્મસ્વરૂપ જાણ્યા વિના, ધ્યાન, અધ્યાત્મ, પોકારવાથી કંઇ લાભ મળતો નથી; તીર્થંકર મહારાજા કથિત શ્રાદ્ધધર્મ અને યતિધર્મને અનુસરી યોગ્યતા મુજબ વ્યવહાર માર્ગમાં રહી આત્મસ્વરૂપ પામી શકાય છે. મુક્તિનગરી જવાને માટે એક શ્રાવકધર્મ અને બીજો યતિધર્મ એ બે રસ્તા મુક્રર છે. તેની મર્યાદામાં રહીને કર્મશત્રુનો પરાજય કરી શકાય છે. જેમ સૈનિકો કિલ્લા વા બીજી મજબૂત જગ્યાનું અવલંબન કરી લડે છે, તેમ આત્માર્થિ જીવ શ્રાવક વા સાધુ એમાંથી ગમે તે ધર્મમાં રહી આત્મસ્વરૂપ પામી શકે છે. માટેજ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી ઉપાધ્યાયજી અનુભવજ્ઞાને કરી કહે છે કે નિશ્ચયદૃષ્ટિ ચિત્તમાં ધારણ કરી વ્યવહારમાર્ગે જે ચાલે છે, તે ભવ્ય જીવો સંસારસમુદ્રનો પાર પામી શકે છે, પણ વ્યવહાર માર્ગને દૂર કરી જે નિશ્ચયનયનું અવલંબન કરે છે તે જીનાજ્ઞાનું ખંડન કરે છે, ... ...માં

છે કે आणाए धम्मो। आज्ञया धर्म–આજ્ઞા એ ધર્મ છે. ગીતાર્થ પરંપરાને અનુસરી જેમ આત્માનું હિત થાય તેમ પ્રવૃત્તિ કરવી જોઇએ. હવે આપણે વિચારો કે આત્મા છે તે ચાર ગતિમાં શા કારણથી ભટકે છે, તે શાસ્ત્રથકી માલમ પડશે કે मिथ्यात्व,अविरति,कषाय અને યોગ એ કર્મ શરીરાદિ પુદ્ગલ પ્રાપ્ત થવાનાં કારણીભૂત છે. मिथ्यात्व, अविरति कषाय અને યોગથકી કર્મ બંધાય છે અને કર્મથકી શરીર, લેશ્યા, સંઘયણ, પ્રાણ, યોગ આદિની ઉત્પત્તિ થાય છે.

હવે कर्मभेद બતાવે છે–કર્મના આઠ ભેદ છે.

१ज्ञानावरणीय२दर्शनावरणीय३ वेदनीय४ मोहनीय ५ अयुष्य कर्म ६ नाम ७ गोत्र ८ अंतराय. એ આઠ કર્મનું યતકિંચિત્ સ્વરૂપ નીચે મુજબ જાણવું. જ્ઞાનાવરણીય કર્મ આત્મામાં રહેલા અનંત જ્ઞાનનું આચ્છાદન કરે છે. જેમ સૂર્યનું આવરણ વાદળ કરે છે, તેથી સૂર્યનો પ્રકાશ જે અવરાય છે તેમ જ્ઞાનાવરણીય કર્મના પુદ્ગલોના આચ્છાદનથી જ્ઞાનનો પ્રકાશ અવરાયો છે. તેથી આપણે દુનિયામાં રહેલી દરેક વસ્તુનું સ્વરૂપ

જાણી શકતા નથી, અને મૂઢ બની ગયા છીએ. એ જ્ઞાનાવરણીય કર્મને દૂર કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ; પણ જ્ઞાનાવરણીય કર્મનું સ્વરૂપ જાણ્યા વિના તેનો નાશ શી રીતે થઇ શકે. માટે તેનું સ્વરૂપ કહે છે.

૧ જ્ઞાનાવરણીય કર્મના પાંચ ભેદ છે. ૧ મતિજ્ઞાનાવરણીય, ૨ શ્રુતજ્ઞાનાવરણીય, ૩ અવધિ જ્ઞાનાવરણીય. ૪ મનઃપર્યાયજ્ઞાનાવરણીય, ૫ કેવલ જ્ઞાનાવરણીય. એ પાંચ ભેદ છે.

ત્યાં પ્રથમ પાચ ઇંદ્રિય અને છઠું મન એ છ દ્વારા જે જ્ઞાન પ્રગટે છે તેને મતિજ્ઞાન કહે છે. તે મતિજ્ઞાનના ૨૮ તથા ૩૩૬ ભેદ છે અને ચાર પ્રકારની બુદ્ધિ મેળવતાં ૩૪૦ ભેદ થાય છે.

ચ ર બુદ્ધિના નામ-૧ ઓત્પાતિકી, ૨ વૈનયિકી, ૩ પરિણામિકી, ૪ કાર્મણિકી એ ભેદોનું આવરણ કરવાવાળું મતિજ્ઞાનાવરણીય કર્મ છે. જે જીવનાં આવરણ પાતળાં પડયાં છે તે જીવની બુદ્ધિ સારી નિર્મળ હોય છે. દરેક જીવ પ્રત્યે આવરણના પાતળાપણાનું તારતમ્ય છે, એજ કારણથી મતિજ્ઞાન દરેક

જીવને એક સરખું હોતું નથી. મતિજ્ઞાનાવરણીય કર્મ-
નો જે ક્ષય તેનાં કારણીભૂત, જ્ઞાનભક્તિ, ગુરૂવિનય,
શુદ્ધ ઉપદેશ. નિરોગી શરીર, વિશાળ મસ્તક છે; અને
મસ્તકના ભેજાં વગેરે નિમિત્ત કારણ છે. બ્રાહ્મી, વજ,
માલકાંકણી, શુંઠ, ગાયનું ઘી, દૂધ સાકર પ્રમુખ સારી
વસ્તુનું ભક્ષણ અધિક અધિકતર મતિજ્ઞાનાવરણીય
કર્મના ક્ષયોપશમનું કારણ છે. જેવાં જેવાં જીવોને
કારણ મળે છે, તેવી તેવી જીવોની બુદ્ધિ થઇ જાય છે, જો
કુગુરૂની સંગત થાય તો તેથી દુર્બુદ્ધિની અસર થાય છે.
કામનાં પુસ્તકો વાંચીએ તો તેવી બુદ્ધિ થાય છે. જો
નાસ્તિકનાં પુસ્તકો વાંચીએ તો આપણી બુદ્ધિ ફરી
જાય છે. માટે શાસ્ત્રકાર કહે છે કે, સદ્ગુરૂ સંગ અને
સત્શાસ્ત્ર વિના ભવમાં ભટકાવનારાં પુસ્તકો વાંચવા
નહીં. અને સત્યધર્મથકી વિપરીત મિથ્યાત્વ ધર્મનો
ઉપદેશ આપનારાઓની સંગત કરવી નહીં અને કદાપિ
તેનો ઉપદેશ સાંભળવામાં આવે તો ખાતી વખત જેમ
વિષ્ટાની વાત અપ્રિય છે તેવી રીતે તે ઉપદેશ મનમાં
ધારણ કરવો નહીં; અને અનંતજ્ઞાની એવા તીર્થંકર

મહારાજાએ બતાવેલા જૈનધર્મમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી. પોતાની થોડી બુદ્ધિ હોય વા જૈનધર્મનાં પુસ્તકો વાંચ્યા વા સાંભળ્યાં ન હોય તો તેથી કોઇ બાબતની શંકા મનમાં થાય, તો ગુરૂ મહારાજને પૂછીને દૂર કરવી. જેટલું ન સમજાય તેટલું અજ્ઞાન સમજવું, અને તે અજ્ઞાન ટાળવાને માટે વારંવાર જ્ઞાનાભ્યાસ કરવો.

૨ શ્રુતજ્ઞાનાવરણીય–શ્રુતજ્ઞાન તેને કહે છે કે, જે સાંભળવાથકી જ્ઞાન થાય છે.પુસ્તક સૂત્ર એ સર્વ શ્રુતજ્ઞાન છે. શ્રુતજ્ઞાન જે છે તે મતિજ્ઞાનનું સહચારી છે. શ્રુતજ્ઞાનના ૧૪ ચૌદ ભેદ તથા ૨૦ વીશ ભેદ પણ છે. તેનું સ્વરૂપ કર્મગ્રંથથી જાણવું. પઠન પાઠનાદિ જે અક્ષરમય વસ્તુનું જ્ઞાન છે, તે સર્વ શ્રુતજ્ઞાન છે. તેનું આવરણ કરનાર કર્મને **શ્રુતજ્ઞાનાવરણીય** કર્મ કહે છે. આવરણના તારતમ્યથી જીવોને વિચિત્ર પ્રકારે શ્રુતજ્ઞાન થાય છે. કોઇ એકવાર સાંભળે તો જન્મપર્યંત ભૂલે નહિ, કોઇ વારંવાર ઉપદેશ સાંભળે પણ પછીથી યાદિમાં જરાપણ રહે નહીં ઇત્યાદિ ઘણા ભેદ છે.

૩ અવધિ—એટલે મર્યાદા. દ્રવ્ય, ક્ષેત્ર કાળ.

તથા જ્ઞાનીની આશાતના કરે, જ્ઞાનીની નિંદા કરે, તેમનો નાશ કરે, જ્ઞાનીને આહાર પાણીની સહાયતા નહિ આપવાથી જ્ઞાનાવરણીયકર્મ બંધાય છે. જેની પાસે ભણ્યા હોઇએ તેમનું નામ ઓળવવાથી, તથા પુસ્તકનો નાશ કરવાથી, તથા પુસ્તક પાના ઉપર પેશાબ કરવાથી, થુંકવાથી, પગ લગાડવાથી જ્ઞાનાવરણીયકર્મ બંધાય છે. જ્ઞાનીને એમ કહે કે તું હીન જાતિ છે એવી પ્રત્યક્ષ તથા પરોક્ષ લોકમાં નિન્દા હેલના કરે, તેથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. જ્ઞાનના ભંડારો સડી જતા હોય, પણ તેના ઉપરી છતાં આશાતના નહિ ટાળવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે.

જ્ઞાનીનો ઘાત કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બધાય છે. ભણવામાં અંતરાય કરવાથી વા છતિશક્તિએ ભણનારને સહાયતા નહિ કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. ભણનારને બીજું કામ બતાવે, વાતો કરાવે, પઠન વિચ્છેદ કરે તો તેથી કર્મ બંધાય છે. જ્ઞાનીને કલંક દે તથા આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુનો અવિનય કરે, અકાલે ભણે, યોગ, ઉપધાન રહિત, [illegible] દ્રવ્યનો

વની મર્યાદાએ જ્ઞાન ઉત્પન્ન થાય. અતીન્દ્રિયજ્ઞાન રૂપી વસ્તુનું જ્ઞાન થાય છે તે અવધિ જ્ઞાનને આવરણ કરનાર જ્ઞાનને અવધિજ્ઞાનાવરણીય કર્મ કહે છે. તેના ૬ મોટા ભેદો ઉપરાંત અસંખ્ય ભેદ છે.

૪ બીજાના મનની વાત વા બીજાના મનના વિચાર જેથી જાણવામાં આવે છે તેને મનઃપર્યવજ્ઞાન કહે છે, તેના બે ભેદ છે. તેને આચ્છાદન કરનાર કર્મને મનઃપર્યાવજ્ઞાનાવરણીય કર્મ કહે છે.

૫ષડ્દ્રવ્યાત્મક-જે લોક અને અલોકનું કરામલકવત્ પ્રત્યક્ષપણું જે જ્ઞાનથકી થાય છે તેને કેવલજ્ઞાન કહે છે. કેવલજ્ઞાનને આચ્છાદન કરનાર કર્મને કેવલજ્ઞાનાવરણીય કર્મ કહે છે. જ્ઞાનાવરણીયકર્મથકી એ પાંચ જ્ઞાનનું આવરણ (આચ્છાદન) થાય છે. કેવલજ્ઞાન સર્વે પ્રત્યક્ષ છે. મનઃપર્યવજ્ઞાન અને અવધિજ્ઞાન એ બે દેશ પ્રત્યક્ષ છે. શ્રુતજ્ઞાન અને મતિજ્ઞાન પરોક્ષ છે. જાતિસ્મરણજ્ઞાન મતિજ્ઞાનના ઘરનું છે. તેનો નિષેધ કર્યો નથી. તત્ત્વંકેવલિગમ્યં. પાંચ પ્રકારનું જ્ઞાનાવરણીય કર્મ શાથી બંધાય છે તે બતાવે છે. જ્ઞાન

બેઠાં નિદ્રા આવે તે પ્રચલા, ચાલતાં ચાલતાં આવે તે આઠમી પ્રચલાપ્રચલા, નિદ્રામાંથી ઉઠીને અનેક કામ કરે, તે નિદ્રામાં શરીરમાં બહુ બળ હોય તે નિદ્રાને થિણદ્ધી નિદ્રા કહે છે. એ નવ પ્રકારે દર્શનાવરણીય કર્મ છે. ઉત્સૂત્ર પ્રરૂપણા પ્રમુખ કરવાથી દર્શનાવરણીય કર્મ બંધાય છે.

.૩ વેદનીય કર્મ તેની બે પ્રકૃતિ છે. શાતાવેદનીય, ૨ અશાતાવેદનીય. શાતાવેદનીય થકી સુખ થાય છે અને અશાતાવેદનીય થકી દુઃખ થાય છે. સાતાવેદનીય કર્મ શાથી બંધાયછે તે કહે છે.

૧. માતા, પિતા અને ધર્માચાર્યની ભક્તિ સેવા કરવાથી
૨. પોતાનું સામર્થ્ય છતાં બીજાએ કરેલો અપરાધ સહન કરવાથી.
૩. પર જીવોને દુખી દેખી તેમનું દુઃખ મટે તેવી ઈચ્છા રાખવાથી.
૪. પંચમહાવ્રત અણુવ્રત દોષ રહિત પાળવાથી શાતાવેદનીય કર્મ બંધાય છે.

દશવિધ ચક્રવાલ સમાચારી સંયમયોગ પાળવાથી.

નાચ કરે ઇત્યાદિથકી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે અને જ્ઞાનારાધન ભક્તિથકી જ્ઞાનાવરણીય કર્મ દૂર થાય છે.

...ય કર્મ—તેના નવ ભેદ છે. ૧ ચ... ..., ૨ અચક્ષુર્દર્શનાવરણ, ૩ અવધિદર્શના... ..., ૫ નિદ્રા, ૬ નિદ્રાનિદ્રા, ... ૮ પ્રચલાપ્રચલા, ૯ સ્ત્યાનર્ધિ ॥ નેત્રની શ... ...રણ કરે તે ચક્ષુદર્શનાવરણીય કર્મનો ભેદ છે. ...ા ક્ષયોપશમની વિચિત્રતાથી આંખવાળા જીવોની ...ંખદ્વારા વિચિત્ર પ્રકારની દૃષ્ટિ પ્રવર્તે છે એ ચક્ષુદર્શનાવરણીય કર્મનો ક્ષયોપશમ હોવામાં વિચિત્ર પ્રકારનાં નિમિત્ત છે. નેત્ર વર્જીને ચાર ઇંદ્રિયોને અચક્ષુર્દર્શન કહે છે. ચાર ઇંદ્રિયોની શક્તિને આવરણ કરનાર કર્મને અચક્ષુર્દર્શનાવરણીય કર્મ કહે છે. તેનો ક્ષયોપશમ થવામાં બાહેર અભ્યંતર વિચિત્ર પ્રકારનાં નિમિત્ત છે.

અવધિદર્શનાવરણીય કર્મ અવધિદર્શનનું આચ્છાદન કરે છે. કેવલ દર્શનાવરણીય કર્મ છે તે કેવલદર્શનને રોકે છે.

પાંચમો ભેદ નિદ્રા. જેના ઉદયથી સુખે કરી જાગે તે નિદ્રા, જે બહુ હલાવાથી જાગે તે નિદ્રાનિદ્રા, બેઠાં

બેઠાં નિદ્રા આવે તે પ્રચલા, ચાલતાં ચાલતાં આવે તે આઠમી પ્રચલાપ્રચલા, નિદ્રામાંથી ઉઠીને અનેક કામ કરે, તે નિદ્રામાં શરીરમાં બહુ બળ હોય તે નિદ્રાને થિણદ્ધી નિદ્રા કહે છે. એ નવ પ્રકારે દર્શનાવરણીય કર્મ છે. ઉત્સૂત્ર પ્રરૂપણા પ્રમુખ કરવાથી દર્શનાવરણીય કર્મ બંધાય છે.

૩ વેદનીય કર્મ તેની બે પ્રકૃતિ છે. શાતાવેદનીય, ૨ અશાતાવેદનીય. શાતાવેદનીય થકી સુખ થાય છે અને અશાતાવેદનીય થકી દુઃખ થાય છે. શાતાવેદનીય કર્મ શાથી બંધાયછે તે કહે છે.

૧. માતા, પિતા અને ધર્માચાર્યની ભક્તિ સેવા કરવાથી
૨ પોતાનું સામર્થ્ય છતાં બીજાએ કરેલો અપરાધ સહન કરવાથી.
૩. પર જીવોને દુઃખી દેખી તેમનું દુઃખ મટે તેવી ઈચ્છા રાખવાથી.
૪. પંચમહાવ્રત અણુવ્રત દોષ રહિત પાળવાથી શાતાવેદનીય કર્મ બંધાય છે.
૫. દશવિધ ચક્રવાલ સમાચારી સંયમયોગ

ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સાને ઉદય આવ્યા છતાં નિષ્ફળ કરવાથી.

સુપાત્રદાન; અભયદાન દેવાથી શાતાવેદનીય કર્મ બંધાય છે.

બાળ, વૃદ્ધ, રોગીનું વૈયાવચ્ચ કરવાથી તથા ધર્મિને ધર્મ કરવામાં સહાયતા દેવાથી શાતા વેદનીય કર્મ બંધાય છે. મુનિ મહારાજને અશન, પાણી, ખાદીમ અને સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર વહોરાવવાથકી શાતાવેદનીય કર્મ બંધાય છે. સાધર્મિવાત્સલ્ય કરવાથકી પણ શાતાવેદનીય કર્મ બંધાય છે. જીનપ્રતિમાની ભક્તિ પૂજા કરવા થકી પણ શાતાવેદનીય કર્મ બંધાય છે, અકામનિર્જરા અજ્ઞાન તપ કરવાથી પણ શાતાવેદનીય કર્મ બંધાય છે. શુદ્ધ અંતઃકરણની વૃત્તિથી પણ શાતાવેદનીય કર્મ બંધાય છે. તે થકી વિપરીત કારણોથી અશાતાવેદનીય કર્મ બંધાય છે.

ચોથું મોહનીય કર્મ તેના અઠ્ઠાવીસભેદ છે.

દેવ ગુરૂ ધર્મની પ્રાપ્તિ કરી શકતો નથી અને તે ક્રો- ધાદિકના ઉદયથી જીવ ચાર ગતિમાં વારંવાર ભટકે છે અને મહારૌરવ દુઃખ પામે છે.

૨ અપ્રત્યાખ્યાની ક્રોધ,માન,માયાલોભની સ્થિતિ એક વર્ષની છે. ક્રોધ પૃથ્વીની રેખા સામાન છે, માન હાડકાના સ્તંભ સમાન છે, માયા મેંઢાના શીંગડા સરખી છે, લોભ નગરના ખાળના કીચડ સમાન છે. એ કષાયના ઉદયથી દેશવિરતિપણું પ્રકટે નહીં, અને તે કષાયના ઉદયવાળો જીવ મરીને તિર્યંચની ગતીમાં જાય.

૩ પ્રત્યાખ્યાનીય કષાયની સ્થિતિ ચાર માસની છે, એ ક્રોધ રેતીની રેખા સમાન છે, માન કાષ્ટના સ્તંભ સમાન છે, માયા ગોમૂત્ર સરખી છે, લોભ ગાડીના ખં- જન સમાન છે.એના ઉદયથી શુદ્ધ સાધુપણું હોતુ નથી. એ કષાયવાળો મરીને મનુષ્યગતિમાં જાય છે.

૪ સંજ્વલનીય કષાયની સ્થિતિ એક પક્ષની છે. ક્રોધ પાણીમાં કરેલી રેખા સમાન છે, માન નેત- રની સોટી સમાન છે, માયા વાંસની છાલ સમાન છે, લોભ હળદરના રંગ સમાન છે. એના ઉદયથી વીત-

રાગ અવસ્થા પ્રાપ્ત થતી નથી. એ કષાયવાળો જીવ મરીને દેવલોકમાં જાય છે. જેના ઉદયથી હાસ્ય આવે તે હાસ્ય ૧૭, જેના ઉદયથી નિમિત્ત વા નિમિત્ત વિના અંતરમાં ખુશી થાય તે રતિ ૧૮.

જેના ઉદયથી નિમિત્ત વા નિમિત્ત વિના દિલગીરી-ઉદાસી ઉત્પન્ન થાય તે અરતિ ૧૯

જેના ઉદયે ઇષ્ટ વિયોગ થયે છતે ચિત્તમાં ઉદ્વેગ ઉત્પન્ન થાય તે શોક ૨૦

જેના ઉદયથી સાત પ્રકારનો ભય થાય તે ભય મોહનીયપ્રકૃતિ. ૨૧

જેના ઉદયથી મલીન વસ્તુ દેખી દુર્ગંચ્છા થાય તે જુગુપ્સામોહનીય ૨૨.

જેના ઉદયથી સ્ત્રીની સાથે વિષય સેવન કરવાની ઇચ્છા થાય તે પુરુષવેદ ૨૩.

જેના ઉદયથી પુરૂષની સાથે વિષય સેવવાની ઇચ્છા થાય તે સ્ત્રીવેદ ૨૪.

જેના ઉદયથી પુરૂષ સ્ત્રી બેની સાથે વિષય સેવવાની ઇચ્છા થાય તે નપુસકવેદ. ૨૫.

જેના ઉદયથી શુદ્ધ દેવ ગુરૂધર્મ તત્વની શ્રદ્ધા ન થાય તે મિથ્યાત્વમોહનીય. ૨૬.

જેના ઉદયથી જૈનમત ઉપર રાગ પણ થાય નહીં અને દ્વેષ પણ થાય નહીં તે મિશ્રમોહનીય. ૨૭.

જેના ઉદયથી શુદ્ધ દેવગુરૂ ધર્મની શ્રદ્ધા તો થાય પણ સમ્યકત્વમાં અતિચાર લાગે તે સમ્યક્ત્વ મોહનીય. ૨૮.

એ અઠાવીશમાંથી આદિની ૨૫ પચીસ પ્રકૃતિઓને ચારિત્ર મોહનીય કહે છે અને છેલ્લી ત્રણને દર્શન મોહનીય કહે છે. હવે મોહનીય કર્મ બંધાવાનાં કારણુ કહે છે.

કેવલ ક્રિયાથકી વા કેવલ જ્ઞાનથકી વા કેવળ વિનયથકી મોક્ષ એકાંતે પ્રરૂપવાથી મોહનીયકર્મ બંધાયછે.

જૈન ધર્મમાં પ્રવર્તતા પ્રાણીઓને કુહેતુ કુયુક્તિથી સમજાવી ભ્રષ્ટ કરવાથી મોહનીયકર્મ બધાય છે.

દેવદ્રવ્ય જ્ઞાનદ્રવ્યનું ભક્ષણ કરવાથી, કરાવવાથી, અને કરતાને આનુમોદનથી, મોહનીયકર્મ બંધાય છે.

તીર્થંકર કેવલીના અવર્ણવાદ બોલવાથી મોહનીયકર્મ

બંધાય છે. સાધુ સાધ્વીની નિંદા કરવાથી મોહનીય કર્મ બંધાય છે. શ્રુતજ્ઞાનનો અવનિય કરવાથી અને જીનશાસનનો ઉડ્ડાહ કરવાથી મોહનીયકર્મ બંધાય છે. इति दर्शनमोहनीय हेतु.

ચારિત્ર મોહનીય કર્મ બે પ્રકારનું છે ૧कपायचारीत्रमोहनीय, २ नोकपायचारित्रमोहनीय. ૧ કષાય ચારિત્રમોહનીયના સોળ ભેદ છે, તેના બંધ હેતુ લખીએ છીએ. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા,લોભમાં પ્રવર્ત્તે તો સોળ પ્રકારનું કષાય મોહનીયકર્મ બાંધે.અપ્રત્યાખ્યાનીય કષાયમાં પ્રવર્ત્તે તો બાર કષાય બાંધે. પ્રત્યાખ્યાનીય કષાયમાં પ્રવર્ત્તે તો ઉપરના આઠ કષાય બાંધે. સંજ્વલનમાં પ્રવર્તે તો ચાર સંજ્વલનના કષાય બાંધે. બહુ બોલે, ભાંડ કુચેષ્ટા કરે તો હાસ્ય મોહનીય કર્મ બાંધે. નાના પ્રકારના દેશ દેખવાના રસથી,વિચિત્ર પ્રકારની ક્રીડાના રસથી તથા-કુતૂહલ કરે તોरतिमोहनीयकर्म બાંધે. રાજ્યભેદ કરે, નવીન રાજ સ્થાપન કરે, પરસ્પર લડાઇ કરાવે,બીજાઓને અરતિ ઉચ્ચાટ ઉત્પન્ન કરે, અશુભ કામ કરવામાં તથા કરાવવામાં ઉ-

ત્સાહ કરે અને શુભ કામના ઉત્સાહને ભાંગે, કારણે તથા કારણ વિના આર્તધ્યાન કરે તોઅરતિમોહનીકર્મ બાંધે. પરજીવોને ત્રાસ કરે. ભય પમાડે–બીવરાવે તો ભયમોહનીયકર્મ બાંધે. ધર્મી સાધુજનોની નિંદા કરે. સાધુનાં મલીનગાત્ર વસ્ત્ર દેખી નિંદા કરે તો જુગુપ્સા મોહનીયકર્મ બાંધે. મનગમતા શબ્દરૂપ રસ ગંધ સ્પર્શમાં અત્યંત આસક્ત રહે, બીજાની અદેખાઇ કરે, માયા મૃષા સેવે, કુટિલ પરિણામી હોય, સ્ત્રી સાથે ભોગ કરે તો તે જીવ સ્રીવેદમોહનીયકર્મ બાંધે. સરલ સ્વભાવી હોય, સ્વદારા સંતોષી હોય અને ઇર્ષા કપટ રહિત મંદ કષાયવાળો જીવ પુરુષવેદ બાંધે. અન્યદર્શનીઓના શીલનો ભંગ કરે, તીવ્ર કષાય કરે; તીવ્ર વિષય સેવે, પશુઓનો ઘાત કરે, એવો મિથ્યાદષ્ટિ જીવ નપુંસકવેદ બાંધે. સંયમીમાં દૂષણ કાઢે, અસાધુના ગુણ બોલે, કષાયની ઉદીરણા કરતો છતો જીવ ચારિત્રમોહનીયકર્મ સમુચ્ચય બાંધે. એ મોહનીયકર્મ મદિરાના નિશાની પેઠે પોતાને પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ કરે છે. ઇતિસંક્ષેપથીમોહનીયકર્મકથનકર્યું. પાંચમું આયુષ્ય-

કર્મ તેની ચાર પ્રકૃતિ છે. જેના ઉદયથી જીવ નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ, એ ચાર ગતિમાં જાય છે તેને આયુષ્યકર્મ કહે છે ૧ નરકાયુ ૨ તિર્યંચાયુ ૩ મનુષ્યાયુ ૪ દેવાયુ.

નરકાયુષ્ય બાંધવાનાં કારણ. મહારંભ ચક્રવર્તિ પ્રમુખની ઋધ્ધિ ભોગવવામાં આસક્ત રહે, વ્રત રહિત અનંતાનુબંધી કષાયોદયવાન્ જીવ, પંચેંદ્રિય જીવની હિંસા કરે, મદિરા પીએ, માંસ ખાય, ચોરી કરે, જુગાર રમે, પરસ્ત્રી અને વેશ્યા ગમન કરે, શિકાર કરે. કૃતઘ્ની થાય, વિશ્વાસઘાતી, મિત્રદ્રોહી, ઉત્સૂત્રપ્રરૂપે, મિથ્યાત્વધર્મનો મહિમા વધારે, કૃષ્ણ નીલ કાપોત લેશ્યા વડે અશુભ પરિણામવાળો જીવ નરકાયુ બાંધે છે.

તિર્યંચનું આયુષ્ય બાંધવાના કારણ—

ગૂઢ હૃદયવાળો હોય, જેના કપટની બીજાને માલૂમ પડે નહીં, ધૂર્ત હોય, મુખથકી મીઠું બોલે, હૃદયમાં કાતરણી રાખે, જૂઠાં દૂષણ પ્રકાશે, આર્તધ્યાની આલોકને અર્થે તપક્રિયા કરે, પોતાની પૂજા મહિમા વધારવાને કુકર્મ કરે, જુઠું બોલે, કુમતિ આપે

લે અને ગુણવન્તની અદેખાઈ કરે એવા આર્તધ્યાની કૃષ્ણાદિ ત્રણ મધ્યમ લેશ્યવાળા જીવો તિર્યંચ ગતિનું આયુષ્ય બાંધે છે.

મનુષ્યાયુ બાંધવાનાં કારણ. ભદ્ર પ્રકૃતિવાળો હોય, સુપાત્ર વા કુપાત્રની પરીક્ષા વિનાનો, કીર્તિની વાંછા રહિત દાન દેનાર હોય, સ્વભાવે દાન દેવાની તીવ્ર રૂચિ હોય, ક્ષમાદિ ગુણોએ યુક્ત હોય, દેવ ગુરૂનો પૂજક હોય, શુભ લેશ્યાદિ પરિણામ યુક્ત તિર્યંચ વા મનુષ્ય મનુષ્યાયુ બાંધે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય અને તિર્યંચ દેવતાનું આયુષ્ય બાંધે છે.

સુમિત્રના સંગથકી ધર્મની રૂચિવાળો, દેશવિરતિ, સરાગસંયમી દેવાયુષ્ય બાંધે. દુઃખગર્ભિત વા મોહગર્ભિત વૈરાગ્યથકી, પંચાગ્નિ સાધન આદિ અજ્ઞાન કષ્ટક્રિયા કરવાથકી, દેવાયુષ્ય બંધાય છે. જળમાં ડુબવાથી, અગ્નિમાં બળી મરવાથી, ઝંપાપાત મરણથી શુભ પરિણામ સહિત જીવ, વ્યંતર દેવતાનું આયુષ્ય બાંધે છે. આચાર્યાદિકની અવજ્ઞા કરે તો તે જીવ, કિલ્વિષ દેવતાનું આયુષ્ય બાંધે છે.

મિથ્યાદૃષ્ટિના ગુણોની પ્રશંસા કરે. તેનો મહિમા વધારે. અજ્ઞાન તપ કરે અને અત્યંત ક્રોધી હોય તે જીવ પરમાધાર્મિ દેવતાનું આયુષ્ય બાંધે છે. એ. આયુષ્ય કર્મ હેડ સમાન છે.

છઠ્ઠુ નામકર્મ.

નામકર્મના ભેદ નીચે મુજબ છે,

૧ નરકગતિનામકર્મ ૨ તિર્યંચગતિનામ ૩ મનુષ્યગતિનામ,૪દેવગતિનામ. એકેંદ્રિયતજાતિ ૧ દ્વીન્દ્રિય જાતિ૨ ત્રીન્દ્રિયજાતિ૩,ચતુરિન્દ્રિયજાતિ૪,પંચેન્દ્રિય જાતિ ૫, એવ ૯ તથા ઔદારિકશરીર ૧૦ વૈક્રિયશરીર ૧૧ આહારકશરીર ૧૨ તૈજસશરીર૧૩ કાર્મણશરીર ૧૪ ઔદારીક અંગોપાંગ ૧૫ વૈક્રિયઅંગોપાગ ૧૬ આહારક અંગોપાંગ ૧૭ ઔદારિકબંધન ૧૮ વૈક્રિયબંધન ૧૯ આહારકબંધન ૨૦ તૈજસબંધન ૨૧ કાર્મણબંધન૨૨ ઔદારિક સંઘાતન ૨૩વૈક્રિયસંઘાતન૨૪ આહારકસંઘાતન ૨૫ તૈજસંઘાતન ૨૬ કાર્મણસંઘાતન ૨૭ વજ્રઋષભનારાચસંહનન ૨૮ ઋષભનારાચસંહનન ૨૯ નારાચસંહનન ૩૦ અર્ધનારાચસંહનન ૩૧કીલિકાસં

હનન ૩૨ સેવાર્તસંહનન ૩૩ સમચતુરસ્રસંસ્થાન ૩૪ ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન ૩૫ સાદિ સંસ્થાન ૩૬ કુબ્જસંસ્થાન ૩૭ વામનસંસ્થાન ૩૮ હુંડકસંસ્થાન૩૯ કૃષ્ણવર્ણ ૪૦ નીલવર્ણ ૪૧ રક્તવર્ણ ૪૨પીતવર્ણ ૪૩ શુકલવર્ણ ૪૪ સુગંધ ૪૫ દુર્ગંધ ૪૬ તિક્તરસ ૪૭ કટુકરસ ૪૮ કષાયરસ ૪૯ આમ્લરસ ૫૦ મધુરરસ ૫૧ કર્કશસ્પર્શ ૫૨ મૃદુસ્પર્શ, ૫૩ હલકો ૫૪ ભારી ૫૫ શીતસ્પર્શ ૫૬ ઉષ્ણસ્પર્શ ૫૭ સ્નિગ્ધસ્પર્શ ૫૮ રૂક્ષસ્પર્શ ૫૯ નરકાનુપૂર્વી ૬૦ તિર્યંચાનુપૂર્વી ૬૧મનુષ્યાનુપૂર્વી ૬૨ દેવાનુપૂર્વી ૬૩ શુભવિહાયોગતિ ૬૪ અશુભ વિહાયોગતિ ૬૫ પરાઘાત ૬૬ શ્વાસોશ્વાસ ૬૭ આતપ, ૬૮ ઉદ્યોતનામકર્મ ૬૯ અગુરૂલઘુ ૭૦ તીર્થંકરનામ ૭૧ નિર્માણ ૭૨ ઉપઘાતનામ ૭૩ ત્રસનામ ૭૪ બાદરનામ ૭૫ પર્યાપ્તનામ ૭૬ પ્રત્યેકનામ ૭૭ સ્થિરનામ ૭૮ શુભનામકર્મ ૭૯ સુભગનામકર્મ ૮૦ સુસ્વરનામકર્મ ૮૧ આદેયનામ ૮૨ યશકીર્તિનામ ૮૩ સ્થાવરનામ ૮૪ સૂક્ષ્મનામ ૮૫ અપર્યાપ્તનામ ૮૬ સાધારણનામ ૮૭ અસ્થિરનામકર્મ ૮૮ અશુભનામ૮૯

દુર્ભગનામ કર્મ ૯૦ દુસ્વરનામ ૯૧ અનાદેયનામ૯૨ અયશનામ ૯૩ એ ત્રાણુ ભેદ નામકર્મના છે. નામકર્મના એકસો ત્રણ ભેદ પણ થાય છે. વિશેષ સ્વરૂપ કર્મગ્રંથ વિગેરેથી જાણી લેવું.

૭. ગોત્રકર્મ તેના બે ભેદ છે.

૧. ઉંચ ગોત્ર. ૨ નીચ ગોત્ર.

જાતિમદ ૧ કુલમદ ૨ બળમદ ૩ રૂપમદ ૪ વિદ્યામદ ૫ ઐશ્વર્યમદ ૬ લાભમદ ૭ તપમદ ૮ એ આઠની સંપદા થાય તો પણ જે મનુષ્ય અહંકાર કરે નહીં, સૂત્ર સિદ્ધાંત ભણવું અને ભણાવવું તેની રૂચિ કરે, નિરહંકાર બુદ્ધિથી બુદ્ધિમંતોને જે મહાભાગ્યશાળી શાસ્ત્ર ભણાવે ઇત્યાદિ પરહિત કરવાવાળો જીવ ઉંચ ગોત્ર બાંધે છે. એ પૂર્વોક્ત ગુણોથકી વિપરીત વર્તનવાળો જાતિનો મદ કરનાર બીજાને નીચ જાતિ કહીને નિંદા કરનાર માણસ નીચગોત્ર કર્મ બાંધે છે.

અંતરાયકર્મસ્વરૂપ-આઠમું અંતરાયકર્મ.

૧. તેના પાંચ ભેદ છે, જે કર્મના ઉદયથી જીવ શુદ્ધ વસ્તુ આહારાદિક છતે પણ દેઇ શકે નહીં તે દાનાંતરાયકર્મ ૧.

૨. જે કર્મના ઉદયથી દેવાવાળો હોય તોપણ ઇષ્ટ વસ્તુ યાચના કરવાથી પામી શકે નહિ, વ્યાપારમાં ચતુર હોય પણ નફો મળે નહિ તે લાભાંતરાયકર્મ.

૩. જે કર્મના ઉદયથી ભોગ્ય વસ્તુ છતે પણ ભોગ કરી શકે નહિં તે ભોગાંતરાય કર્મ.

૪. જે કર્મના ઉદયથી બહુ વાર ભોગવવામાં આવે એવી સ્ત્રી આભરણ વસ્ત્રાદિ છતે પણ વારંવાર ભોગ કરી શકે નહિ તે ઉપભોગાંતરાયકર્મ.

૫. જે કર્મના ઉદયથી મિથ્યામતની ક્રિયા કરી શકે નહિ, તે બાલવીર્યાંતરાય કર્મ. જેના ઉદયથી સમ્યગ્દષ્ટિ દેશવિરતિ ધર્માદિ ક્રિયા કરી શકે નહિ તે બાલપંડિત વીર્યાંતરાયકર્મ. જેના ઉદયથી સમ્યગ્દષ્ટિ સાધુ મોક્ષમાર્ગની સંપૂર્ણ ક્રિયા કરી શકે નહિ તે પંડિતવિર્યાંતરાય કર્મ.

અંતરાયકર્મ બાંધવાનું કારણ-જિનપ્રતિમાની પૂજાનો નિષેધ કરે, ઉત્સૂત્રની પ્રરૂપણા કરે, અન્ય જીવોને કુમાર્ગમાં પ્રવર્તાવે, પ્રાણાતિપાતાદિક અષ્ટાદશ પાપસ્થાનક સેવવામાં તત્પર હોય, અન્ય જીવોને દાન

થાય છે. કોઇ કોઇનું છે નહિ, એમ જો દઢ નિશ્ચયપૂર્વક સમજીએ તો પશ્ચાત્ રાગદ્વેષની મંદતા થશે અને જ્યારે સંસારમાંથી રાગ ઉઠશે ત્યારે મનમાં ઉદાસીનતા પ્રાપ્ત થશે.

હે આત્મન્ ! જે જે પદાર્થ દેખાય છે તે સર્વ ક્ષણિક છે, અધ્રુવ છે, તું કઇ વસ્તુને સારી ગણે છે અને કોના સારૂ પાપ કર્મ કરે છે ? તે વિચાર. કારણ કે જે કુટુંબ સ્ત્રી પુત્ર વા શરીરનું પોષણ કરવાનો પ્રયત્ન કરે છે તે શરીર વા કુટુંબ મરતી વખત તારી સાથે આવશે નહિ અને પાપકર્મથી લેપાયેલો તું દુર્ગતિમાં જઇશ ત્યાં કોઇ તારૂં દુઃખ લેવા આવશે નહિ અને અનંતસાર ભવભ્રમણ કરવું પડશે.

પ્રશ્ન—જ્યારે સંસારમાં કોઇ કોઇનું નથી ત્યારે સર્વ મનુષ્યો સંસારનો કેમ ત્યાગ કરતા નથી અને કેમ સંસારમાં રહ્યા છે ?

ઉત્તર—હે મિત્ર ! સંસારમાં સર્વે માણસો મોહ મદિરાના આધીન થયા છતાં હું કોણ છું, કયાંથી આવ્યો અને કયાં જઇશ, તત્વ શું છે, એવું જાણી

શકતા નથી તેથી તે અસ્થિર ધન, ઘર, કુટુંબ, પુત્ર ઉપર મોહ કરે છે, અને જે જીવોને પુણ્યયોગે સદ્ગુરૂ સમાગમ થાય છે તે સંસારનું સ્વરૂપ સમજે છે અને આત્માના ગુણ પ્રકટ કરવા પ્રયત્ન કરે છે અને પાપસ્થાનકને ત્યાગ કરે છે, માટે સર્વ જીવોને સદ્ગુરૂ સમાગમ થવો દુર્લભ છે કારણકે પુણ્યાનુબંધી પુણ્ય હોય છે તો સદ્ગુરૂ સમાગમ પૂર્વક સ્યાદ્વાદ ધર્મની પ્રાપ્તિ થાય છે. સર્વ જીવને એક સરખાં કર્મ નથી તેથી એક સરખી બુદ્ધિ ઉત્પન્ન થતી નથી અને જ્યારે એક સરખું કર્મ નહિ ત્યારે એક સરખો વીચાર પણ થાય નહિ તો પશ્ચાત સર્વ જીવ સંસારનો ત્યાગ કરી શકે નહિ તે વાત સિદ્ધ થાય છે. દુઃખકારક કર્મોપાધી છે, તેનો ત્યગ કરવાથી અધ્યાત્મશાંતી થાયછે. આત્માનું સત્ય સ્વરૂપ સમજાવનાર વીતરાગ દેવ છે. તેમના વચન અનુસારે ગુરૂએ સમજાવલું આત્મસ્વરૂપ સત્ય છે.

આ સંસારમાં મનુષ્યાવતાર પામી ખાવું
હરવું; ... ગોખ મારવી ઇત્યાદિકમાં જે ?

જન્મ ગુમાવે છે તે બિચારા અજ્ઞાની જીવની શી ગતિ થશે તે કહી શકાતું નથી.

જે પોતાને પૈસાથી મોટો માને છે, જે પોતાને હોદ્દાથી મોટો માને છે તે ભ્રમિત અને અજ્ઞાની જાણવો. જ્યાં સુધી આત્મસ્વરૂપ જાણ્યું નથી ત્યાં સુધી ભલે ને મોટા કહેવાઓ પણ જ્ઞાનીએ તો તેમને અજ્ઞાની ગણ્યા છે. જ્ઞાનીજ તાત્વિક રીતે જોતાં સુખી છે. જે જીવો એમ ધારે છે, કે સારૂં સારૂં ખાવું પીવું તેમાંજ સુખ છે, એ પણ ભ્રમ છે. જે વસ્તુ આપણે ખાઈએ છીએ તે વસ્તુની વિષ્ટા થઈ જાય છે અને સારાં સારાં ભોજન પણ મરતી વખતે સાથે આવતાં નથી. ભોજન એ પુદ્ગલ વસ્તુ છે અને પુદ્ગલ વસ્તુ આત્માથકી ભિન્ન છે, તે આત્મની નથી પણ જડ છે. પુદ્ગલ પુદ્ગલનું ભક્ષણ કરે છે. જો નિશ્ચયનયથી આત્મા પુદ્ગલરૂપ ભોજનનું ગ્રહણ કરતો હોત તો કદાપિ કાળે તે થકી દૂર થાત નહીં, પણ સિદ્ધના જીવ, ભોજનરૂપ પુદ્ગલ વસ્તુથકી વિરામ પામ્યા છે માટે અંતે ભોજન વસ્તુનો ત્યાગ કરવો પડે છે. ભોજન તે પર-

વસ્તુ છે એમ સમજવું. જ્યાં સુધી જીવ શરીર સહિત છે ત્યાં સુધી તે શરીરધારી આત્મા ક્ષુધા વેદનીયના ઉદયથી ભોજનની વાંછા કરે છે, તે વાંછા ક્ષુધા વેદનીયના ઉદયથી પૂરી કરવી પડે છે, તો તે કોઇ પણ વસ્તુ પેટરૂપી ખાડામાં નાંખી શરીરરૂપ યંત્રનું ધર્મના નિમિત્તપણાથી રક્ષણ કરવું, પણ તે ભોજન રાચી માચી ને ખાવું નહીં. અનાદિકાળથી જીવ ભોજન કર્યા કરે છે અને મેરૂ પર્વત જેટલા ખાઇ ખાઇને ઢગલા કર્યા, પણ હજી વિશ્રામ પામ્યો નથી. અને હજી કેટલા ભવ સુધી ભોજન કર્યા કરશે ? આત્મજ્ઞાનીઓ ખરૂં સુખ આત્માથી માને છે. હવે આપણે ધારો કે સંસારમાં પોતાનું શું છે? ઉત્તરમાં કહેવું પડશે કે કોઇ પણ વસ્તુ મારી નથી અને જ્યાં સુધી મારૂં મનવામાં આવે છે ત્યાં સુધી તે વસ્તુથી સુખ દુઃખ માનવામાં આવે છે, પણ જ્યારે સંસારમાંથી કોઇ મારૂં નથી એમ જણાય છે, ત્યારે આત્માને શોક, ચિંતા, વિકલ્પ સંકલ્પ થવાનું કારણ રહેતું નથી.

આ ચેતન સંસારમાં સ્વાર્થબુધ્ધિથી પ્રવૃત્તિ કરે છે પણ જ્યારે સંસારનું ખરૂં સ્વરૂપ જાણે છે ત્યારે મનમાં એમ જાણે છે કે હું જે કારણથી સંસારમાં પ્રવૃત્તિ કરૂં છું તે મારૂં નથી અને હું તેનો નથી, તો શા કારણથી પાપરાશિથી આત્માનું અહિત કરૂ? એમ વિચાર થતાંવાર આત્મા તે થકી નિવૃત્ત થઇ બીજી તરફ પ્રવૃતિ કરે છે હવે તે બીજી કઇ બાજુ તે કહે છે. તે મોક્ષ સુખ અભિલાષા તરફ પ્રવૃત્તિ કરે છે. મોક્ષ સુખ પામ્યા બાદ તે સુખનો નાશ થતો નથી અને દુઃખનો નાશ થાય તે માટે મોક્ષાભિલાષા કરે છે. મોક્ષાભિલાષા થયા બાદ જેથી કર્મનાશ થાય તેવા સંયોગો વા કારણો મેળવવા પ્રયત્ન કરે છે. તેમ કરતાં પુણ્યયોગે શુધ્ધગુરૂ સંયોગ પામી આત્મસ્વરૂપ જાણીને આશ્રવનો ત્યાગ કરે છે અને સંવરનો સ્વીકાર કરે છે; અને ધર્મધ્યાન ધ્યાતાં શુકલધ્યાન પામી શિવસુખ પામે છે.

સહજ આત્મસુખ મેળવવા પ્રયત્ન કરવો તેજ સાર છે. કોઇ જીવો રાજાને મોટો માને છે, કોઇ પ્રધાનને,

કોઈ બારીસ્ટરને, તો કોઇ નગરશેઠને મોટો માને છે અને તેમની સેવા કરે છે અને પૈસો કે હોદ્દો મેળવવા સર્વ આયુષ્ય ગુમાવે છે. તે જીવો પણ મૂર્ખ શિરોમણિ જાણવા કારણ કે તે જીવોએ રાજા ના પ્રધાનપણાને મોટું જાણ્યું તેજ અજ્ઞાન છે. જે હાલ રાજા છે તેનામાં અને આપણામાં શો ફેર છે તે વિચારીએ. તે રાજાને પણ શરીર છે તેવું આપણને પણ શરીર છે, તે રાજાનું જેમ મૃત્યુ થવાનું છે તેમ આપણું પણ મૃત્યુ થવાનું છે. તે રાજા જેમ ખાય છે તેમ આપણે પણ ખાઈએ છીએ. ફક્ત મોટો તો એજ કે જે સંસારને અસાર જાણે છે અને આત્માના ગુણો પ્રકટ કરવા ઉદ્યમ કરે છે. રાજા હોય પણ ચિંતાનો તો પાર નહિ, માથે શત્રુનો ભય, રાણીઓનો ભય, અને પુત્રોનો ભય, વગેરે અનેક ભય તેને હોય છે. તેમજ તેને જરા પણ નિરાંત નહિ, સુખે ઉંઘ આવે નહીં, ત્યારે તે રાજાપણામાં શું સુખ સમજવું? ખરૂં સુખ તો તેને છે કે જે આત્મસ્વરૂપમાં રમે છે, કોઈ પણ જાતની અભિલાષા નથી અને જ્ઞાનદષ્ટિથી આત્મસ્વરૂપને નિહાળે

છે તેજ ખરા સુખી જાણવા અને મોટા પણ તેજ છે. કારણ કે તે મોક્ષ સુખ પામશે પણ રાજા, પ્રધાન, શેઠ ઇત્યાદિ જે જગતમાં મોટા કહેવાય છે તે અનેક પ્રકારનાં પાપ કરી પરભવમાં ભયંકર દુઃખ પામશે, અહીંથી મરણ પામ્યા બાદ રાજાપણું, શેઠપણું, વા પ્રધાનપણું રહેવાનું નથી અને હલકી પાયરી ઉપર પરલોકમાં ગમન કરવું પડશે. ખરા સુખી તો તેજ છે કે જેને રાગ દ્વેષ નથી, સર્વ પ્રાણી ઉપર સમભાવ છે, શત્રુમિત્ર ઉપર સમદૃષ્ટિ છે, પાષાણ અને સોનાના ઉપર એક સરખો ભાવ છે, અને આત્મભાવે રમે છે તેજ સુખી જાણવા.

સંસારમાં રહીને કર્મનું દુરીકરણ થતું નથી માટે તીર્થંકર ભગવાને યતિધર્મ પ્રરૂપ્યો છે.

યતિધર્મને અંગીકાર કરી ઘણા ભવ્ય જીવો મોક્ષ સુખ પામ્યા છે, પામે છે અને પામશે.

શ્રી તીર્થંકર ભગવાન જાણે છે કે-હું કેવલજ્ઞાન પ્રાપ્ત કરીશ; અને આ ભવેજ મારૂં નિર્વાણ છે, તો પણ ઉત્તમ મુનિમાર્ગને ગ્રહણ કરે છે. જે જીવો

યતિધર્મ ગ્રહણ કરવા સમર્થ નથી તેમને સારૂ શ્રાદ્ધ-ધર્મ પ્રરૂપ્યો છે.

પ્રશ્ન—ગૃહસ્થાવાસમાં રહીને યતિધર્મ શું સાધી શકાતો નથી. ?

ઉત્તર—ગૃહસ્થાવાસમાં રહીને જો યતિધર્મ સાધી શકાતો હોતતો કોઇપણ ગૃહસ્થાવાસનો ત્યાગ કરત નહિ. જુઓ કે જ્યાંસુધી ઘરમાં રહે ત્યાંસુધી સંસારનાં કૃત્ય કરવાં પડે અને સંસારનાં કૃત્ય કરવાં પડે તેમાં તો પાપ થયા વિના રહે નહિ અને આશ્રવની-કરણી પ્રાપ્ત થાય અને મન સમાધિમાં રહી શકે નહીં. માટેજ વિકલ્પ સંકલ્પોદ્ભવ આશ્રવકારણીભૂત સંસારનો ત્યાગ કરવા પૂર્વક મુનિમાર્ગ, (યતિધર્મ) જીને શ્વરે કથન કર્યોછે તેજ ઉત્તમ છે અને તે પાળે છે તેજ ઉત્તમ મહાપૂજ્ય, કૃત કૃત્ય જાણવા. માસાહસ પક્ષીની પેઠે સંસારને ખોટો જાણ્યા છતાં રાચી માચી ગૃહસ્થાવાસ ભોગવવ થી કર્મનો નાશ ઝટ થતો નથી. મુનિપણાને પામેલા મનુષ્યો ઉત્તમ છે. તે સિંહ સમાન છે, કલ્પવૃક્ષ સમાનછે, તેમને ધન્ય છે કે

જેમણે અસાર સંસારનો ત્યાગ કર્યો. હજી આપણે તેમનું અનુકરણ કરતા નથી તે કેટલું બધુ અજ્ઞાન છે? સંસાર ઉપાધિથી ભરપૂર છે, આ સંસારમાં સુખની આશા ભ્રાંતિ માત્ર છે. અનાદિકાળથી જીવો સંસાર-સાગરમાં રખડ્યા છે.આ ચાર ગતિરૂપ સંસાર સાગરને તરી મોક્ષ ગતિ પામ્યા તેજ જીવ કૃતકૃત્ય છે, તેમ તેજ નિરૂપાધિત્વ છે બાકી સંસારમાં જે સુખી કહેવાય છે તે કંઇ સુખી ગણાયજ નહિ.

જેમ બાજીગર વિવિધ પ્રકારની ઇંદ્રજાળ દેખાડે છે તેમ સંસારમાં દરેક વસ્તુ બાજીગરની બાજી જેવીછે, અર્થાત્ ક્ષણિક છે. એવી ક્ષણિક વસ્તુને પોતાની તેમાં મમતા ધારણ કરવી તે અજ્ઞાન છે. મમતાના જોરે મિથ્યા ભ્રાંતિથી આત્મા પોતાનું ખરૂંસ્વરૂપ ભૂલી જઇ અવળે માર્ગે ચઢે છે, પણ સદ્ગુરૂ સમાગમથી શુદ્ધ સ્યાદ્વાદ રીતે આત્મતત્ત્વ જાણી તેનો ખપ કરવા ધારે તો સંસારમાંથી તરી શકે છે. જ્યાં સુધી મમતા,મોહ, મત્સર, મદ, માયા, અને માન છે ત્યાં સુધી સંસાર છે; અને જ્યારે તેનો ત્યાગ કરવા આત્મા ધારશે ત્યારે

ભવપાર છે. યાદ રાખવું કે અહં અને મમ આ પ્રત્યય, બહિરાત્મપણું છે ત્યાંસુધી ઉઠે છે અને જ્યારે આત્મા આત્માના સ્વરૂપનો દઢ અભ્યાસ ઉપયોગદ્વારા કરે છે ત્યારે અહં અને મમ એ બે પ્રત્યય પુદ્ગલ સંબંધી થતા હતા તે ઉઠતા નથી અને આત્મા પરમ ત્મા થાય છે. તે કેવી રીતે બતાવે તે છે. અહં- હું એટલે કોણ? જ્ઞાનદર્શન ચારિત્રગુણ વિશિષ્ટ આત્મા હું એ શબ્દથી આત્મા હું એકછું એમ સૂચવન થાય છે. આત્માના અસંખ્યાત પ્રદેશવાન્ હું સ્ફટિકની પેઠે નિર્મળ શુદ્ધ અવિનાશી અહં-હું એક આત્મા એજ અવિનાશી છું. ત્યારે વિચાર થાય કે હું એક છું ત્યારે આ શરીર દેખાય છે તે કોણ છે? એમ પ્રશ્ન ઉઠતાં નિરધારે કે- શરીર એ તો પુદ્ગલ દ્રવ્ય છે. મનુષ્યાકાર એ પુદ્ગલ દ્રવ્યનું પરિણમન થયું છે. ત્યારે વળી વિચારે કે મનુષ્યાકાર પુદ્ગલોમાં આત્મા શા કારણથી રહ્યો છે? ત્યારે ઉત્તરમાં સમાધાન થાય કે આત્મા એ પૂર્વભવમાં કોઈ શરીર ધારણ કરી કર્મ ઉપાર્જન કર્યું છે તે કર્મના યોગે મનુષ્યાકાર પુદ્ગલસ્કંધમાં તેની સ્થિતિ

થઇ છે, ત્યારે વળી વિચારે કે એ મનુષ્યશરીરમાં આત્મા કયાં સુધી રહેશે ? સમાધાનમાં કહેવાનું કે કર્મના આઠ ભેદ છે, તેમાંથી પાંચમું આયુષ્યકર્મ છે, તેમાં જેટલા વર્ષના આયુષ્યનો બંધ કર્યો હશે તેટલો કાળ આ મનુષ્યશરીરમાં રહેવું પડશે. ત્યારે વળી વિચાર થશે કે વળી અહીંથી મનુષ્યશરીરનો ત્યાગ કરી આત્મા કયાં જશે ? ત્યારે કહેવાશે કે અહીં જેવો કર્મ વેપાર કર્યો હશે તેવી ગતિમાં જવું પડશે. વળી મનમાં પ્રશ્ન ઉઠશે કે ત્યારે હું હાલ શો વેપાર કરૂં કે જેથી સારૂં સ્થાન પ્રાપ્ત કરૂં ? એ પ્રશ્ન ઉઠતાં સદ્ગુરૂને પ્રશ્ન કરશે તે પ્રશ્ન નીચે મુજબ.

પ્રશ્ન—ગુરૂ મહારાજ સાહેબ ! સુખ શાથી મળી શકે ?

ઉત્તર—હે ભવ્ય ! જન્મ જરા મરણનો નાશ થાય અને જન્મ જરા મરણનાં જે કારણરૂપ એવાં કર્મનો નાશ થાય, ત્યારે આત્મા સત્ય શાશ્વત સુખ પામી શકે. તે સુખ મળવાનું આસન્ન કારણ જ્ઞાન, વૈરાગ્ય સંવરકરણી ધર્મ ધ્યાન ઇત્યાદિ છે.

પ્રશ્ન—શું મનુષ્યજન્મમાં સુખ નથી ?

ઉત્તર—હે ભવ્ય ! તાત્વિક સુખ મનુષ્ય જન્મ પામવાથી પ્રાપ્ત થાય છે પણ મનુષ્ય ભવમાં ખરૂં સુખ સમાયું નથ, તેનું કારણ સાંભળ. પહેલું તો માતાના કુખમાં નવ મહીના સુધી રહેવું પડે છે તેમાં પણ ઉંધે મસ્તકે રહેવું પડે છે. મળ મૂત્રમાં લપટાવું, બોલવાનું નહિ, દેખવાનું નહિ, જાણે સાક્ષાત્ નરકજ હોય નહીં એવું ગર્ભાવાસનું દુઃખ છે. ત્યાં કંઇ સુખ નથી. વળી ત્યાંથી માતાની યોનિદ્વારા નીકળતાં ઘણી વેદના ભોગવવી પડે છે. બહાર આવીને પણ અજ્ઞાનદશામાં બાળક અવસ્થા ગાળવી. બાળકઅવસ્થામાં આત્મા અગર પરમાત્માનું પણ ઓળખાણ થઇ શકે નહીં. આ વાત સામાન્યપણે લખી છે, કારણ કે નહીં તો જે તીર્થંકર મહારાજા માતાં કુખમાં ત્રણ જ્ઞાને કરી સહિત છે તે સંસારનું સ્વરૂપ જાણે છે, તેથી તે તો વયે બાળક જાણવા પણ જ્ઞાનવડે તો વૃદ્ધ જાણવા તથા વજ્રસ્વામી પણ વયે બાળક જાણવાં, પણ જ્ઞાને તો તત્વવેત્તા કહી શકાય. તેમના જેવી દરેકની બલ્યાવસ્થા હોતી

નથી તોપણ યાદ રાખવું કે જ્યાં સુધી આ શરીર છે, ત્યાં સુધી સંપૂર્ણ સુખ આત્માનું મળી શકતું નથીકારણકે કેવલજ્ઞાન ઉત્પન્ન થયે ચાર ઘનઘાતી કર્મ નાશ પામ્યા બાદ પણ તેરમા ગુણઠાણાવર્તી તીર્થંકર મહારાજને શાતા અગર અશાતા વેદનીય ભોગવવી પડે છે, કારણ કે અઘાતીયાં કર્મમાં વેદનીય કર્મ રહ્યું છે, અને તેરમા ગુણઠાણાની સ્થિતિ એક દેશ ઉણી પૂર્વ કોડી વર્ષની છે. ઇત્યાદિ. વળી હવે આપણા મૂળ ઉદ્દેશ ઉપર જઇ વિચારીએ કે યૌવનવયમાં પણ જુવાનીના મદમા મોહ-રાજાના આધીનપણાથી ઓસંગ, વેપાર, દેશાટન, રોગ, શોક, વ્યાધિથી ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી. ઘડપણની અવસ્થા આવે છે ત્યારે શરીર નિર્બળ થઇ જાય છે. જેમ પાકેલું ચીભડું જેવા પ્રકારનું નરમ થાય છે, તેમ શરીરની વ્યવસ્થા થઇ જાય છે, બુદ્ધિ પણ તીવ્ર રહેતી નથી, યાદદાસ્તી ઘટે છે તોપણ આશા પિ-શાચિકા તો ઘરડાના શરીરમાં જુવાનજ રહે છે. રો-ગની ઉત્પત્તિ ઘડપણમાં વધે છે, ચિંતા અને મમતા રાક્ષસી મનમાં વ્યાપે છે, સુખે ઉંઘ પણ આવતી

નથી, એવી ઘડપણની અવસ્થામાં પણ સુખ નથી. તેમ ચાર ગતિમાં કે.છપણુ અવતારમાં ખરૂં સુખ મળતું નથી. આપણે બાગ બગીચામાં રમતા માણસોને દેખી જાણીએ છીએ કે અહો ! આ કેવા સુખી છે. પણ તે પણ એક પુણ્યની પ્રકૃતિ ભોગવે છે, તેમાં સુખને આભાસ માલમ પડે છે પણ તેથી તે લોકો નવાં કર્મ ઉપાર્જન કરે છે, પુરાતન ભોગવે છે અને નવાં બાંધે છે પણ કર્મ થકી જ્યારે રહિત થવાય છે ત્યારે ખરૂં સુખ મળે છે. કોઇ પણ સંસારમાં એવો નથી કે જેને કર્મ લાગ્યાં ન હોય, અલમત સર્વ સંસારીજીવ કર્મો બધી યુક્ત છે. તેના નાશ કરવા તીર્થંકર મહારાજાએ શ્રાવક અને સાધુ માર્ગનું આચરણ બતાવ્યું છે,તે માર્ગનું આચરણ કરી ઘણા ભવ્ય જીવો શાશ્વત મોક્ષસુખ પામ્યા અને પામશે માટે હે ભવ્ય ! ખરૂં સુખ પાંચમી ગતિમાં છે અને તે પામવાનું મુખ્ય કારણ યતિધર્મ છે.

પ્રશ્ન—આ પંચમકાળમાં યતિધર્મ શી રીતે પળી શકે; કારણ કે યતિધર્મ પાળવો એ કઠિન વાત છે માટે યતિધર્મ હશે કે કેમ ?

ઉત્તર—હે ભવ્ય ! યતિધર્મ છેલ્લા દુપ્પસહસૂરિ સુધી વિદ્યમાન છે એમ મહાવીર સ્વામીએ પ્રતિપાદન કર્યું છે. કોઇ એમ કહે કે હાલ સંઘ નથી, યતિધર્મ નથી તેને ઉત્સૂત્રભાષી જાણી સંઘ બહાર કાઢવો. યતિધર્મ હાલ દ્રવ્ય ક્ષેત્ર કાલાનુભાવે વિદ્યમાન છે એમ સદ્દહવું તે સમકિતિનું લક્ષણછે. છકાયના રક્ષક મુનિરાજ હાલ વિદ્યમાન છે અને શ્રી વીતરાગ પ્રરૂપિત ધર્મોપદેશ આપે છે તેમનું બહુમાન કરવું તેજ સાર છે.

ભગવતીસૂત્રના પચીશમાં શતકમાં સાધુ સંબંધી ચર્ચા છે, તે ધારવી અને સદ્ગુરુ સંયોગે આત્મસ્વરૂપમાં રમણતા કરવી. બાહ્ય પરભાવમાં નિંદા કરી રમવું તે બહિરાત્મીયોનું કામ છે અને બહિરાત્મભાવે ચેતને અનંતકાળ કાઢયો, પણ હજી સંસારભ્રમણનો ત્યાગ આવ્યો નહીં અને હજી કેટલા ભવ સુધી બહિરાત્મ ભાવે ચેતન ભટકશે તે જ્ઞાની જાણે. સર્વ જીવ સુખની પ્રવૃત્તિથી ઉદ્યમ કરે છે પણ ખરૂં સુખ આત્મામાં રહેલું છે એમ વિરલા જાણે છે, જ્યાં સુધી વીતરાગપ્રરૂપિતસ્યાદ્વાદ દર્શને કરી આત્મસ્વરૂપ જાણ્

વામાં આવ્યું નથી. ત્યાં સુધી બહિરાત્મભાવ સંભવે છે. કારણ કે સ્યાદ્વાદ રીતે આત્માનું સ્વરૂપ જાણ્યા વિના એકાંત મને આત્માને નિત્ય વા અનિત્ય જાણવો કિંવા તે પ્રમાણે માનવો એ મિથ્યાત્વિપણું છે જ્યારે આત્માને સાતનયે ઓળખવામાં આવેછે ત્યારે આત્મસ્વરૂપમાં રમણતા થઇ શકે છે. આત્મસ્વરૂપમાં રમણતા-અભ્યાસી યોગિંદ્રો અધ્યાત્મશક્તિ મેળવી શકે છે અને આધિ વ્યાધિ ઉપાધિના દુઃખમાંથી મુક્ત થાય છે. સર્વ શાસ્ત્રમથન કરીને સાર એ કાઢવાનો છે કે ગમે તેમ કરી નિવૃતિપદ પામી શકાય. સર્વ જીવોને નિવૃતિપદની ઇચ્છા રહે છે પણ કારણ સામગ્રી વિના ઇચ્છા ફળીભૂત થતી નથી.

પંચાગ્નિ સાધન કરો, તીર્થસ્નાન કરો, યાગ-હોમ કરો, ઉપદેશ આપો વા ફકીરી ધારણ કરો વા સંન્યાસી થાઓ; પણ જ્યાં સુધી વીતરાગ દર્શન પૂર્વક આત્મ સ્વરૂપ જાણ્યું નથી ત્યાંસુધી એકાંતવાદથી આત્મહિત થવાનું નથી કારણ કે વસ્તુસ્વરૂપ જાણ્યા વિના તેનું ધ્યાન સંભવતું નથી. આત્મતત્ત્વવેત્તાઓ

આત્મભાવમાં સ્થિર થઈને અનંતી કર્મની વર્ગણાઓ જે આત્મ પ્રદેશને લાગેલી છે તે ખપાવે છે. આત્મજ્ઞાનિયો બહારના ડોળ ઉપર રાચતા નથી. તેમનું તો ધ્યાન ઉપર લક્ષ રહે છે આત્મતત્વવેત્તાઓનું બાહ્યાચરણ દેખી લોક જાણે છે કે અરે ! આતો ગાંડા જેવો થઈ ગયો છે, એમ સમજે છે અને જ્ઞાનીઓ જાણે છે કે અહો ! બિચારા જ્યાં સુધી તે અજ્ઞાન છે, ત્યાં સુધી મોહના જોરે આવાં વાક્ય ઉચારેછે જુવો,કર્મના વશ છે એમ સમજી સ્વસ્વરૂપમાં લીન થઈ રહે છે.

આત્માર્થીઓને બાહ્ય મોટાઈ રૂચતી નથી અને તેમનું કીર્તિ ઉપર લક્ષ રહેતું નથી. એમને તો જે દિવસ ધ્યાનમાં ગયો તે મહોત્સવ સરખો લાગે છે.

જેમ જેમ આત્માના સ્વરૂપમાં ચિત્તની એકાગ્રતા થાય છે, તેમ તેમ આત્મસત્તા વિકસે છે. આત્મજ્ઞાનિયો સ્યાદ્વાદ દર્શન રૂપ દીપકના જોરે આત્મઘરની સઘળી રુદ્ધિ નિહાળે છે અને તેમ તેમ તે અધ્યાત્મરસમાં લીન થતા જાય છે.

## અધ્યાત્મ શાંતિના ઉપાય

પહેલો ઉપાય તો એ છે કે સદ્‌ગુરૂ સંયોગે નિત્યાનિત્ય અનેકાંતવાદે આત્મસ્વરૂપ ઓળખવું, અને પશ્ચાત માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિઓને બાહ્ય ભાવમાં જતી અટકાવવી. સ્ત્રી, પશુ, પંડક રહિત, જ્યાં કોઈનો શબ્દ સંભળાય નહિ એવી એકાંત જગ્યાએ વીરાસને વા પદ્માસને બેસી શરીરની ચંચળતા વારવી. આ સ્થળે યાદ રાખવું કે હઠ સમાધિની સહાયતા લેવી. માદક પદાર્થ વાપરવામાં ઓછો ભાવ રાખવો. કઠિન પદાર્થ ખાવા નહીં. શરીર ઉપર મમતા રાખવી નહીં. બ્રહ્મચર્ય વ્રત પાળવું અને વીરાસને બેસી ધર્મ ધ્યાનના ચાર પાયાનું અવલંબન કરવું. આત્મ સ્વરૂપ ચિંતવન કરવું એમ હરરોજ અભ્યાસ કરતાં મનની સ્થિરતા થશે અને આત્મસ્ફુર્તિ જાગશે. નિદ્રાનો પણ ત્યાગ કરવો અંતરાત્માનું સ્વરૂપ ચિંતવન કરવું. આત્મા અને પરમાત્માનો મુકાબલો કરવો તથા એક્તા ભાવવી. શ્વાસોશ્વાસ જેમ જેમ વધારે લેવામાં આવે છે તેમ મનની ચંચળતા થાય છે; માટે શ્વાસોશ્વાસ પ્રાણને રોકી ધ્યાન

કરવું. છેવટે હળવે હળવે શ્વાસોશ્વાસને અનુક્રમે પોતાના સ્થાનમાં સ્થાપન કરવો. જો વાયુ સ્વસ્થાનમાં પ્રવેશ કરે નહીંતો મનની વિકલતા થઇ જાયછે. મુખ્યવૃત્યા સંસારી અવસ્થામાં રહીને ધ્યાન કરી શકાતું નથી. મુખ્યતાએ તો કેવળ સર્વસંગત્યાગી વૈરાગી ફક્ત આત્માર્થી મુનિ ધ્યાન કરી શકે છે અને ધ્યાન દ્વારા નિવૃત્તિપદ પામી શકે છે. હાલ અહિંથી સાક્ષાત્ મુક્તિપદ નથી, તોપણ ધ્યાન થકી ઘણાં કર્મ ખપાવી થોડા ભવમાં મુક્તિપદ પામે છે. પણ યાદ રાખવું કે આત્મજ્ઞાનીઓ જીનાજ્ઞા વિરૂદ્ધ ચાલતા નથી તે તો વ્યવહાર અને નિશ્ચય માર્ગમાં રહીને સ્વહિત કરે છે. આત્મધ્યાનથી અનહદ સુખ ઉત્પન્નથાય છે તેમજ રોગ, શોક, વિયોગ અને મોહનો નાશ થાયછે.

જે મનુષ્યો સંસારી અવસ્થામાં રહીને ભાવના ભાવે છે, તે પ્રાયઃ તાત્વિક શાંતિ મેળવી શકતા નથી; કારણ કે કાજલની કુંપળીમાં નિર્લેપ જેમ રહેવુ દુષ્કર છે, તેમ સંસારી અવસ્થામાં રહીને વિકલ્પ સંકલ્પથી દૂર રહેવું ઘણું દુષ્કર છે. કપટ, હિંસા નિર્ધ્વંસપરિણામ ઇત્યાદિ સંસારી અવસ્થામાં લાગ્યાં રહ્યાં છે.

થોડું ભણેલા એવા મુનિરાજ ખરેખર ભણેલા ગણેલા શ્રાવક કરતાં અત્યંત આશ્રવનો રોધ કરે છે. શ્રાવકવર્ગ ભણ્યા છતાં આશ્રવકરણી કરનાર છે; માટે કદાપિકાળે મુનિવર્ગની હેલના કરવી નહિ.

ગરીબ-કંગાલને એક હીણ ત્યાગીને પણ સાધુપણું લેવું દુષ્કર પડે છે, તો પરિગ્રહ સર્વાંસબંધી ત્યાગ કરનાર, છકાયની રક્ષા કરનાર, સદાય બ્રહ્મચર્ય ધારણ કરનાર સાધુ મહારાજ સર્વ વસ્તુનો ત્યાગ કરીને દીક્ષા અંગીકાર કરે છે માટે તેમને ધન્ય છે. આપણે સંસારની અસારતા જાણતાં છતાં તેમાં મુંઝાઇ રહી તરણતારણહારની નિંદા કરીએ તો કર્મરાજા યોગ્ય શિક્ષા આપ્યા વિના રહેશે નહિ.

કાચું પાણી પીનાર, સ્ત્રી સંગ કરનાર, આરંભાદિક કામ કરનાર, પરિગ્રહ ધારણ કરનાર એવો શ્રાવક ગીતાર્થ જેવો હોય તોપણ થોડું ભણેલા પણ આત્મહિતાર્થી સંસાર ત્યાગી મુનિવર્ગની બરાબરી વ્યવહારથી કોઇ કાળે કરી શકે નહિ.

મુનિ અને શ્રાવકનું અંતર ઉત્તરાધ્યયનસૂત્રથી

બિંબ દેખી તેને ભ્રાંતિથી બીજો કુકડો જાણી તેની સાથે લડે છે, તેમ અજ્ઞાની મનુષ્ય ભ્રાંતિથી શરીરનેજ આત્મા માની વિવિધ દુઃખને પામે છે.

ચકલી વા ભમરી કાચમાં પોતાનું પ્રતિબિંબ દેખી તેને ભ્રાંતિથી અન્ય ચકલી વા ભમરી માની જેમ કાય કલેશ કરે છે તેમ શરીરનેજ ભ્રાંતિથી આત્મા માની મનુષ્ય બહિરાત્માપદ પામી જન્મ મરણની દુઃખરાશિ ભોગવે છે.

પાડા આખલા કૂતરાની ઉપમા બહિરાત્માને આપે છેઃ—

દુહા.

મહીષ વૃષભને કૂતરાં, અજ્ઞાને લેપાય;
અજ્ઞાની અજ્ઞાનથી, ચતુર્ગતિ ભટકાય. ૧
દોહત મુગ્ધ જેમ ચંદ્રને, અનુકરણુ મનલાય;
પુદ્ગલ આતમ માનતો, ચતુર્ગતિ ભટકાય. ૨

ભાવાર્થ—જેમ પાડા, આખલા, અને કૂતરાઓ પરસ્પર સ્વજાતિથી વૈર રાખી લડાઇ કરે છે અને એક બીજા ઉપર અદેખાઇ કરે છે તેમ બહિરાત્મ જીવો પરવસ્તુને પોતાની માની અનેક પ્રકારની ચિંતાઓ કરે

છે. પરસ્પર રાજ્ય ધન સ્ત્રી પૃથ્વીને માટે લઢાઇ કરે છે. અને સમાગમથી સુખ અને તેના વિયોગથી દુઃખ માને છે. પણ કદિ અજ્ઞાનીઓ આત્મશાંતિ પામી શકતા નથી.

છોકરાઓ રાત્રિના વખતમાં શુક્લપક્ષમાં રમે છે, તે વખતે જે દિશા તરફ પોતે દોડે છે તે તરફ દૃષ્ટિભ્રમથી ચંદ્રને પણ દોડતો દેખે છે અને જો પોતે ઉત્તર દિશા તરફ દોડતો હોય તો તે વખતે ચંદ્રને પણ ઉત્તરદિશા તરફ દોડતો મુગ્ધબાળ દેખે છે. તેમ મુગ્ધ બહિરાત્મા શરીરની પુષ્ટિથી આત્માની પુષ્ટિ માને છે. શરીરની નબળાઇથી આત્માની નબળાઇ માને છે, અને શરીરના નાશથી આત્માનો નાશ માને છે તે પણ ભ્રાંતિ છે. ભ્રાંતિ દૂર થવાથી સત્ય સમજાય છે.

લેખકનું એમ કહેવું નથી કે ચંદ્ર ગતિ કરતો નથી, પણ ઉપમાદૃષ્ટાંત અત્ર એટલુંજ લેવાનું કે જે દિશા તરફ આપણે તેના સામુ જોઇને દોડીએ છીએ તે દિશા તરફ ચંદ્રને પણ દોડતો દેખીએ છીએ પણ તે ભ્રમ

છે. તેમ શરીર તેજ આત્મા માનવો તે પણ ભ્રમ છે. સંસારમાં બહિરાત્માઓ ઘણા છે. મનુષ્યપણું પામ્યા છતાં પણ બહિરાત્મભાવ ટળવા એ સદ્ગુરૂ સમાગમ વિના ઘણો દુષ્કર છે. નિષ્પક્ષપાતથી કહું છું કે; સર્વનયપરિપૂર્ણ જૈન દર્શનના સ્યાદ્વાદજ્ઞાનવિના આત્મસ્વરૂપ પરિપૂર્ણ જણાતું નથી. એકાંતવાદથી આત્માને જાણનારા મુક્તિપદ કહો શી રીતે પામી શકે ?

દુહા.

ફોનોગ્રાફની પેઠે જે, બોલી જાણે બોલ;
આત્મસ્વરૂપ ન જાણતા, બહિરાતમપદ તોલ ૧

ફોનોગ્રાફ નામનું એક યંત્ર હોય છે. તેમાં જે બોલીએ તેવા સબ્દ તેમાંથી બોલાય છે. પણ તે શબ્દનો ભાવાર્થ જેમ તે ફોનોગ્રાફ(વાજીં)જાણતું નથી તેમ બહિરાત્મીઓ આત્મા, ધર્મ, પુણ્ય,પાપ પોકારે છે પણ વીતરાગ વચનાનુસારે તેનો અર્થ સમજ્યા વિના ફોનોગ્રાફના સરખા જાણવા. સપ્તનય, સપ્તભંગી, ચારનિક્ષેપા, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, નવતત્વ, ષડ્દ્રવ્ય ઇત્યાદિનું તત્વબુદ્ધિથી સદ્દહણા પૂર્વક મનન કરી હોય, જ્ઞેય, અને

ઉપાદેયપણે વિચારણા કરવી અને ઉપાદેયરૂપ એક આત્મતત્ત્વમાં રમણતા કરવી.

અનંત શક્તિનો સ્વામી આત્મા છે. આત્મા જ્યારે નિરાકાર સ્વરૂપની પરિપૂર્ણ પ્રાપ્તિ કરી એક સમયમાં પહોંચે છે ત્યારથી કોઈ દિવસ સંસારમાં આવતો નથી. મોક્ષ જે આત્માઓ ગયા તેની પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે, અમુક વ્યક્તિની અપેક્ષાએ આદિ છે પણ અંત નથી.

પ્રશ્ન—અનંત શક્તિ પામી જ્યારે સિદ્ધ પરમાત્માઓ બીજાઓ ઉપર ઉપકાર કરે નહિ, ત્યારે તેમની સિદ્ધાવસ્થા શા ખપમાં આવી?

ઉત્તર–હે ભવ્ય! સિદ્ધાત્માઓ પરમાત્મપદ પામ્યા પછી અક્રિય થાય છે તેથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગમન કરવાનો પ્રયત્ન તેઓ કરતા નથી તેમજ રાગ દ્વેષરહિત વીતરાગ થવાથી તેમની અનંત શક્તિ પણ તેમનામાં પ્રવર્તે છે. તેમનું ધ્યાન-ભક્તિ કરનારાઓ મુક્ત થાય છે. માટે નિમિત્તની અપેક્ષાએ તેઓ ઉપકાર કરે છે. તેમનું સ્મરણ

અનેક જીવો મુક્ત થાય છે માટે તે અપેક્ષાએ તે ઉપકારી છે માટે ધ્યાનાર્થે તેઓ ધ્યેયરૂપે પરિણમવાથી અન્યના ઉપકારી થાય છે માટે તેમની સિદ્ધાવસ્થા ખરેખર અનેક જીવોને મુક્તિરૂપ કાર્ય સાધવાના પ્રયોજન માટે થાય છે.

હવે આપણે બહિરાત્માના વિવેચન તરફ નજર કરીએ. બહિરાત્માની અનાદિ છે અને કોઇ દિવસ ભવ્યોની અપેક્ષાએ બહિરાત્મપણાનો નાશ થાય છે માટે અંત છે માટે ભવ્યની અપેક્ષાએ બહિરાત્મભાવ અનાદિ શાંત જાણવો. અભવ્ય જીવો પણ બહિરાત્મ દશાવાળા જાણવા. તે ગમે તેટલી ક્રિયા કરે તો પણ તેમની મુક્તિ થતિ નથી. જેમ પાંખ વિનાનું પક્ષી આકાશમાં ઉડી શકતું નથી, તેમ અભવ્યજીવ મોક્ષ પામી શકતો નથી; કારણ કે અભવ્યજીવને અભવ્ય પણા થકી સમ્યક્ત્વ પ્રાપ્ત થતું નથી. માટે અભવ્ય જીવોને અનાદી અનંતમા ભાગે બહિરાત્મપણું છે.

બહિરાત્મપણું જિનદર્શન જાણ્યા વિના જતું નથી બહિરાત્મપણાથી ચેતન અનાદિકાળ રઝળ્યો, તો પણ

હજી પરભાવનો ત્યાગ કરતો નથી. આત્મ સ્વરૂપ જાણ્યા છતાં પણ અનુપયોગે ચારિત્રમાં બહિરાત્મપણું કોઇ વખત પ્રાપ્ત થાય છે પણ આત્મોપયોગ આવતા ચારિત્રભવમાં આવેલું બહિરાત્મપણું દૂર થાય છે. મિથ્યાત્વભાવરૂપ બહિરાત્મપણું દૂર થતાં ચેતન ચોથે ગુણઠાણે આવી બીજના ચંદ્રસદૃશ સમકિતરત્ન હૃદય ગગનમાં સ્થાપિત કરે છે. ચારિત્ર મોહનીયના યોગે બહિરાત્મભાવ અર્થાત્ પ્રમાદ થાય છે તેની વ્યાખ્યા જુદી રીતે અવબોધવી.

જ્યારે મિથ્યાત્વ ભાવ દૂર થાય છે ત્યારે સમભાવ પ્રગટ થાય છે. હવે અંતરાત્માનું સ્વરૂપ કહે છેઃ—

॥ શ્લોક ॥

॥ योगप्रदीपग्रन्थे ॥

बहिर्भावा नतिक्रम्य,
यस्यात्मन्यात्म निश्चयः ।
सोऽन्तरात्मा मतस्तज्ज्ञै-
र्विभ्रमध्वान्तभास्करैः ॥

ભાવાર્થ-ઉપર કહેલી શરીર મનવાણી લેશ્યા ઇત્યા

હિ બાહિર વસ્તુઓને આત્માથી ભિન્નદ્રવ્યરૂપ માનીને આત્માની આત્મામાજ આત્મનિષ્ઠા થાય તે અંતરાત્માનું લક્ષણ છે. શરીર મન વાણીને આત્મા વ્યાપી રહેલો છે, તે શરીર થકી જુદો છે એમ જે જાણે છે તે અંતરાત્મા જાણવો. એ પ્રમાણે ભ્રાંતિરૂપ અંધકારનો નાશ કરનાર સૂર્ય સદશ આત્મજ્ઞાનીઓએ સ્વીકાર્યું છે વીતરાગ ભગવંત સમવસરણમાં બેસીને શરીરમાં વ્યાપી રહેલો આત્મા શરીર થકી ભિન્ન છે એમ કથન કરે છે. આત્માઓ અનંતા છે. પ્રતિશરીર ભિન્ન ભિન્ન આત્માઓ છે, પણ સર્વે જીવનો એક આત્મા નથી સર્વે જીવનો એક આત્મા અદ્વૈતવાદી સ્વીકારે છે. તે અસત્ય છે, તેનું ખંડન "તત્ત્વજ્ઞાન[૧] દીપિકા" નામના ગ્રંથમાં કર્યું છે. શરીરમાં આત્મા કેવી રીતે રહ્યો છે તે બતાવે છેઃ—

દુહા.

તલમાં વ્યાપી તેલ જેમ, આતમ વ્યાપી દેહ;
અરણીમાંહે વન્હિ જેમ, તેમજ ચેતન એહ ૧

---

૧ તત્ત્વપરીક્ષા વિચાર નામનો પૂર્વે ગ્રન્થ રચ્યો હતો તેમાં સુધારો વધારો કરીને પાછળથી તત્ત્વજ્ઞાનદીપિકા નામ રાખ્યું છે.

આંખેથી દેખાય નહિ, નાકે ના સુંઘાય;
શરીર વ્યાપી આતમા, જ્ઞાને તે લક્ષાય. ૨

ભાવાર્થ—જેમ તલમાં તેલ વ્યાપીને રહ્યું છે. તેમ શરીરાચ્છેદેન આત્મા શરીરમાં વ્યાપી રહ્યો છે. અરણીના કાષ્ટમાં જેમ વન્હિ વ્યાપીને રહ્યો છે તેમ આ ચેતન શરીરને વ્યાપી રહ્યો છે. ચેતન આંખેથી દેખાતો નથી. જે જે વસ્તુ આંખેથી દેખાય છે તે તે વસ્તુ રૂપી છે. આત્મા અરૂપી છે, ચર્મચક્ષુથી આત્મા દેખી શકાય નહિ, અને નાકથી સુંઘી પણ શકાતો નથી. સુગંધ દુર્ગંધ પુદ્ગલ પદાર્થની હોય છે, માટે આત્મા સુગંધ અને દુર્ગંધથી ભીન્ન છે, આત્મા શરીરને વ્યાપી રહ્યો છે અને, તે સુખ દુઃખનો જ્ઞાતાછે. આત્મા-જ્ઞાનનો ગુણ છે તેથી જ્ઞાનગુણવાન્ આત્મા જ્ઞાનથીજ ઓળખાય છે. ચાર્વાકમતવાદી શરીરનેજ આત્મા માને છે. તે અસત્ય છે. તેનું ખંડન "સુયગડાંગ સૂત્ર"થી જોઈ લેવું. મરતી વખતે પાંચભૂત શરીરમાં કાયમ હોય છે. પણ તે વખતે આત્મા હોતો નથી, પંચભૂત થકી આત્મા ઉત્પન્ન થતો હોય તો મૃતકલેવરમાં પણ ચલ

નાહિ શક્તિ હોવી જોઈએ. પણ તે નથી માટે આત્મા શરીરથકી જુદો છે. તે ઇંદ્રિયથકી અગોચર છે. જડ વાદિયો આત્માની નાસ્તિ સિદ્ધ કરવામાં ઘણો પ્રયત્ન કરે છે, પણ સિદ્ધિ થતી નથી. યૂરોપ અમેરિકામાં ચેતનવાદ જય પામ્યો છે, અને અત્રે જય પામશે. બૌદ્ધ આત્માને ક્ષણ ક્ષણ વિનાશી માને છે, તે અસત્ય છે જો એમ માનવામાં આવે તો બંધ મોક્ષ, સુખ દુઃખ આત્માને શી રીતે ઘટી શકે, કારણ કે એક આત્માએ પાપ કર્યું તે આત્મા વિનાશ પામ્યો અને બીજો બીજા ક્ષણમાં ઉત્પન્ન થયો તે પહેલા ક્ષણમાં ઉત્પન્ન થએલા આત્માએ કરેલું પુણ્ય પાપ ભોગવે એમ જો કહીએ તો કૃતનાશ અને અકૃતાગમ દૂષણ લાગે, અને આખી જીંદગીમાં અનેક આત્મા ઉત્પન્ન થાય અને વિનાશ પામે ઇત્યાદી અનેક દોષોથી તેમમાનવું યુક્તિ વિકલ ઠરે છે. જો આત્માને એકાંત અનિત્ય બૌધ્ધોની પેઠે માનીએ તો બંધ મોક્ષની નાસ્તિતા સિદ્ધ થાય છે. અને જો એકાંતે આત્મ ને નિત્ય માનવામાં આવે તો પુણ્ય પાપ એ બે આત્માને લગી શકે નહીં ?

ઈત્યાદિ યુક્તિથી વિચારતાં ઘણા દોષો દેખાય છે; માટે આત્માને અપેક્ષાએ નિત્ય અને અનિત્ય માનવો જોઇએ. દેવગતિ મનુષ્યગત્યાદિ પર્યાયે સંસારમાં આત્મા અનિત્ય છે. અને પરમાત્મા રૂપ થાય તોપણ જ્ઞેય વસ્તુના ઉત્પાદ વ્યયે કથંચિત્ આત્મા અનિત્ય જાણવો. આત્મદ્રવ્યનો કદાપિ કાલે નાશ થતો નથી માટે નિત્ય અવબોધવો એમ દ્રવ્યરૂપે આત્મા નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ આત્મા અનિત્ય છે. જ્યારે જ્યારે આત્મામાં અપેક્ષાએ નિત્યાનિત્ય પક્ષ સ્વીકારવામાં આવે છે ત્યારે પુણ્ય, પાપ, બંધ, મોક્ષ, સુખ, દુઃખ વગેરે સ્યાદ્વાદ રીતે વિચારતાં અનુભવ દ્વારાએ વસ્તુતઃ સિદ્ધ થઈ શકે છે.

સાંખ્યમતાનુયાયી પ્રકૃતિ કર્તા માને છે. અને આત્માને પુષ્કરપલાશવત્ નિર્લેપ માને છે. તે પણ યુક્તિ વિકલ છે. તેનું ખંડન "નંદિસૂત્ર" "સમ્મતિતર્ક" "સ્યાદ્વાદમંજરી" "અનેકાંતજયપતાકા" ઇત્યાદિથી જાણવું. જો આત્મા કમલપત્રવત્ નિર્લેપ હોય તો પુણ્ય પાપનો લેપ આત્માને થાય નહિ. અને તેથી સુખ દુઃખ આ-

ત્માને થવું ન જોઇએ; પણ થાય છે. માટે કર્મનો કર્તા અને કર્મનો ભોકતા આત્મા સ્વીકારવો જોઇએ. અમો સાંખ્યોને પુછીએ છીએ કે જો એકાંતે નિત્ય પ્રકૃતિ કર્ત્રી હોય તો કદાપિ કાળે આત્માથકી જુદી પ્રકૃતિ થાય નહી, અને જુદી ન થાય તો આત્માને મોક્ષ કયાંથી મળે ? તેમજ પ્રશ્ન કે, પ્રકૃતિ જડ છે કે ચેતન ? જો પ્રકૃતિને જડ કહેશો તો કર્ત્તાપણું તેને સંભવે નહિ અને જો પ્રકૃતિને ચેતન માનવામાં આવે તો પ્રકૃતિ પણ ચેતન અને પુરૂષ પણ ચેતન એમ પરસ્પર વિરોધ આવે છે.

॥ શ્લોક ॥

સાંખ્ય-પ્રકૃતેઃ ક્રિયમાણાનિ, ગુણૈઃ કર્માણિ સર્વશઃ
अहंकारविमूढात्मा, कर्त्ताहमितिमन्यते.

ભાવાર્થ–પ્રકૃતિના ગુણોએ કરેલાં સર્વ કર્મને અહંકારે કરી મૂઢ થયેલો આત્મા હું કરૂં છું એમ માને છે; પણ વસ્તુતઃ તે કર્તા નથી. માટે આત્મા કંઇ કરતો નથી. પ્રકૃતિ કરે છે.

જૈન—આત્મા પ્રકૃતિથકી ભિન્ન છે કે અભિન્ન

થવાથી પરભાવનો ચેતન કર્તા રહેતો નથી. જેમ મદિરાપાની મસ્ત થઇ અંડ બંડ બકે છે. તેમ મોહમદિરાથી મુક્ત જીવ પર વસ્તુ મારી માને છે, અને પરભાવનો કર્તા ચેતન થાય છે. કર્મનો નાશ થવાથી આત્મા અરૂપી અજરામરરૂપ થયા બાદ પરભાવનું કર્તાપણું તથા ભોક્તાપણું રહેતું નથી.

નૈયાયિકો—આત્માઓ અનેક માને છે. અને પરમાત્મા એક માને છે. આત્માઓને વ્યાપક માને છે, અને પરમાત્માને પણ વ્યાપક માને છે. જીવાત્માને શરીરાવચ્છેદેન સુખ દુઃખ થાય છે અને વ્યાપક તો સર્વત્ર છે. ઇશ્વરમાં ઇચ્છા સ્વીકારે છે તેમ પ્રયત્ન પણ સ્વીકારે છે. આત્માઓ ઇશ્વરરૂપ થતા નથી એમ માને છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુમાં જીવને સ્વીકારતા નથી. મન હરેક આત્માને લાગી રહ્યુ છે. અને મન અણું અને નિત્ય છે. મુક્તાવસ્થામાં પણ જીવની સાથે મન સ્વીકારે છે; ઇશ્વર ઇચ્છાથી જગદુત્પત્તિ વિનાશ થાય છે ઇત્યાદિ નૈયાયિકોનો સિદ્ધાંત છે. નૈયાયિક અને વૈશેષિકમાં થોડા અંતર છે.

જૈનો—સુજ્ઞો વિચારો કે-આત્માઓ અનંત છે અને પરમાત્મા એક છે તેમાં શું પ્રમાણ છે ? આત્મા તેજ પરમાત્મા થઇ શકે છે. માટે પરમાત્મા પણ અનેક સ્વીકારવા જોઇએ. આત્માઓ શરીરોમાં વ્યાપીને રહે છે, પણ તેઓ વ્યાપક નથી, તે સંબંધી વિશેષ ચર્ચા જાણવી હોય તો " સ્યાદ્વાદમંજરી " માં નૈયાયિકમત ખંડન વાંચવાથી માલમ પડશે. પરમાત્મા વ્યક્તિ આશ્રયી કદાપિ કાળે વ્યાપક થતો નથી. ઇશ્વરમાં ઇચ્છા પ્રયત્ન હોતાં નથી. ઇચ્છા પ્રયત્ન જ્યાં સુધી છે ત્યાં સુધી કર્મ આત્માને લાગેલાં છે. કર્મ રહિત પરમાત્માને શાની ઇચ્છા હોય. અલબત્ત પરમાત્માઓ કૃતકૃત્ય થયા છે તેથી કોઇ જાતની ઇચ્છા નથી. આત્માની મુક્તિ કર્મના નાશથી થાય છે, તે કર્મનું વર્ણન પહેલાં કહેવામાં આવ્યું છે. કર્મ રહિત આત્મા મોક્ષસ્થાનમાં રહે છે. નૈયાયિકો દુઃખાભાવ તેજ મોક્ષ માને છે. પણ તેમ માનવું યુક્તિ વિકલ છે. મન ને અણુ સ્વીકારી તેને નિત્ય નૈયાયિકો માને છે તે ઠીક નથી. મનએ પુદગલ

પદાર્થ છે; જડ છે; પુદ્ગલ સ્કંધરૂપ છે, પરમાણુઓના સ્કંધો ભેગા થઇ દ્રવ્ય મન બનેલું છે. તેનો મુક્તાવસ્થામાં નાશ થાય છે. મન અનિત્ય છે, ઈશ્વરમાં ઇચ્છા માનવી તે અજ્ઞાન છે. ઇશ્વરમાં ઇચ્છા એકાંત નિત્ય અને એક માનીએ તો ઇશ્વર સદાકાળ જગતની ઉત્પત્તિ કર્યો કરશે; પણ કદિ વિરામ પામશે નહિ. અને ઇશ્વર અને ઇચ્છા એક હોવાથી અને નિત્ય હોવાથી તે થકી બનતા પદાર્થો પણ નિત્ય હોવા જોઇએ પણ તેમ દેખાતા નથી. ઇશ્વરેચ્છાથી જગત્ બને છે, અને નાશ પામે છે, તો ઉત્પત્તિ અને નાશ એ બે ઇશ્વર ઇચ્છામાં સંભવે નહિ. જે વખત જગતની ઉત્પત્તિની ઇચ્છા થશે, તેજ વખત જગત નાશ કરવાની ઇચ્છા નાશ કરશે, તેથી અંતે નાશ અને ઉત્પત્તિ એમાનું કંઇ પણ ઇશ્વરથી બની શકવાનું નહિ. જગતનું ઉપાદાન કારણ શું છે તે બતાવવું જોઇએ. જગત નહોતું બનાવ્યું તે પહેલાં દેખાતા આ સર્વે પદાર્થો કયાં ઇશ્વરે રાખ્યા હતા ? ઇશ્વર જગતનો બનાવનાર શરીરી છે કે અશરીરી ? જો શરીરી

છે તો આપણી પેઠે દૃશ્ય વા ભૂતાદિકની પેઠે અદૃશ્ય શરીરી છે ? જો આપણી પેઠે શરીરી હોય તો પ્રત્યક્ષ દેખાવો જોઈએ; પણ તે દેખાતો નથી તેથી પ્રત્યક્ષ બાધ આવે છે. બીજા પક્ષમાં ભૂતાદિકની પેઠે અદૃશ્ય શરીરી છે એમ કહેશો તો કોઈ વખત આંખે દેખાતો નથી તેમાં તેનો મહિમા છે? જો અદૃષ્ટમાં ઈશ્વરનો મહિમા કહેશો તો મહિમા છે એમાં કોઈ પ્રમાણ નથી. અદૃશ્ય ઈશ્વર છે, તેથી તેનો મહિમા સિદ્ધ થાય છે એમ જો કહેવાશે તો ઈશ્વર શરીરી અદૃશ્ય છે એને સિદ્ધ કરવામાં કોઈ પ્રમાણ નથી માટે તેમ માનવામાં ઇતરેતર દૂષણ રૂપ વજ્રનો પ્રહાર જગતકર્તાવાદીને માથે લાગે છે. પક્ષ બીજો ઈશ્વર અશરીરી છે તો અશરીરી થકી પદાર્થની ઉત્પત્તિ થવી અમાન્ય છે. જેમ આકાશ અશરીરી છે તો અન્ય પદાર્થ બનાવવામાં અસમર્થ છે તેમ જાણી લેવું. ઈશ્વર સર્વવ્યાપક છે એમ માનવું યુક્તિવિકલ છે; વિશેષ અધિકાર " સ્યાદ્વાદ મંજરીના ૬ છઠ્ઠા શ્લોકની ટીકા તથા નંદીસૂત્ર " વિગેરેથી જાણી લેવો.

ઉપર્યુક્ત દલીલોથી એમ સિદ્ધ થાય છે કે આત્મા અનાદિકાળથી છે, કર્મ પણ અનાદિકાળથી આત્માની સાથે લાગેલું છે, આત્મા અને કર્મનો સંબંધ અભવી આશ્રયી અનાદિ અનંતમા ભાંગે છે, ભવિજીવ આશ્રયી અનાદિસાંત ભાંગે છે. કર્મસંયોગથી આત્મા જે શરીર ધારણ કરે છે, તેટલા શરીરમાંજ તેના આત્માના પ્રદેશો વ્યાપીને રહ્યા છે. સુજ્ઞો ! વિચારો કે આ પ્રત્યક્ષ જે શરીર દેખાય છે, તે સાત ધાતુનું બનેલું છે અને તે અન્ન થકી વધે છે તેને ઔદારિક શરીર કહે છે અને ખાધેલું પચાવવાની જેનામાં શક્તિ રહેલી છે તેને તૈજસ શરીર કહે છે. તે આ શરીર કરતાં સૂક્ષ્મ છે, અને તે અંદર રહ્યું છે. વૈક્રિય શરીર દેવતા તથા નારકીને છે. દેવતાને મૂલવૈક્રિય શરીર હોય છે અને જ્યારે અહિં આવે છે ત્યારે ઉત્તરવૈક્રિય શરીર કરી આવે છે, મનુષ્યને પણ વૈક્રિય શરીર કરવાની ગુણથી લબ્ધિ પ્રગટે છે ઉત્કૃષ્ટ વૈક્રિય શરીર લાખ યોજન અને જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગનું જાણવું.

મનુષ્ય ચાર આંગળ અધિક વૈક્રિય શરીર બનાવે છે. દેવતાઓનું ચાર અંગુલ ઓછું સમજવું. કારણ કે દેવતા પૃથ્વીથકી ચાર આંગળ ઉંચા રહે છે. કાર્મણ શરીર તો ચાર ગતિના જીવોને લાગી રહ્યું છે. અને તે કાર્મણ શરીરના યોગે બીજાં શરીર પ્રાપ્ત થાય છે, એક ગતિમાંથી બીજી ગતિએ જતાં અંતરાલે કાર્મણ અને તૈજસ શરીર હોય છે પણ પંચમી ગતિમાં જતાં તૈજસ કાર્મણ ઈત્યાદિ પાંચ શરીરમાંનું કોઇ પણ શરીર હોતું નથી.

જેમ કોઇ દીવો કરીને એક ઓરડામાં મૂકીએ તો તે ઓરડામાં દીવાનો પ્રકાશ વ્યાપી રહેશે, તેમ દીવો ઘડામાં મૂકીને ઉપર ઢાંકણું ઢાંકીએ તો તેટલામાંજ તેનો પ્રકાશ વ્યાપી રહેશે, તેમ આત્મા પણ જે શરીરમાં રહે છે તેટલાનેજ વ્યાપી રહે છે; પણ સર્વ વ્યાપી થતો નથી, તે લક્ષમાં રાખવું. જોઇએ.પક્ષપાત કરવો એ કદાગ્રહ છે, તેથી તત્વ પામી શકાતું નથી.

જ્યારે સૂર્યગ્રહણ થાય છે, ત્યારે અંધકાર મિશ્રિત સૂર્ય કિરણો ઝાંખાં દેખાય છે. તેમ

સૂર્યરૂપ આત્માના કિરણરૂપ અસંખ્યાત પ્રદેશને વિષે જ્ઞાનાવરણીયાદિ કર્મની વર્ગણાઓ લાગવાથી આત્માના જ્ઞાનનો પ્રકાશ આચ્છાદિત થાય છે. જેમ સૂર્યગ્રહણ દૂર થયા પછી સૂર્યનો પ્રકાશ શુદ્ધ પ્રકાશે છે. તેમ આત્માને લાગેલાં જ્ઞાનાવરણીયાદિ કર્મના દૂર થવાથી આત્મા અસંખ્યાત પ્રદેશે નિર્મળ થયો છતો લોકાલોકનો જ્ઞાતા થાય છે.

કપાસના બીજને લાક્ષારંગની ભાવના દેઇ તેને વાવવાથી કપાસ પણ તેવા રંગનો થાય છે,તેમ આત્મા પણ સારાં અગર નઠારાં કર્મ લેવાથી તેવા રૂપે થાય છે. માટીમાંથી જેમ સોનું ધૂળધોયો જુદું પાડે છે, તેમ તત્વવેત્તાઓ શરીરથકી આત્મતત્ત્વને જુદું પાડે છે અને ધ્યાનવડે કર્મનો ક્ષય કરી આત્માને જૂદો કરે છે.

શ્લોક.

परमानन्दसंपन्नं निर्विकारं निरामयम्,
ध्यानहीना न पश्यन्ति, निजदेहे व्यवस्थितम्॥२॥

આત્મતત્ત્વ વખાણે છે–ઉત્કૃષ્ઠ આનંદથીયુક્ત, વિકાર રહિત, રોગ રહિત આત્મતત્ત્વ શરીરમાં રહેલું

છે, પણ ધ્યાન રહિત જડવાદિયો દેખી શકતા નથી. તે ઉપરથી ભાવાર્થ—એમ નીકળે છે કે જે વીતરાગ વચનાનુસારે ધ્યાનદ્વારા આત્મતત્વની ખોળ કરે છે, તે આત્મતત્વને જાણે છે આત્મતત્વ કર્મ રહિત છે. અનંત રત્નત્રયી યુક્ત છે, અરૂપી છે, દ્રવ્ય ગુણ પર્યાયનું સ્થાન છે. પરમાત્મા પણ તેજ છે. અજ, અમર, અક્ષય,અનંતશક્તિથી પરિપૂર્ણ આત્મતત્વ છે.તે આત્મતત્વની અનંત શક્તિ,કર્મના આવરણથી આચ્છાદિત થઇછે. એમ સમજી ભવ્યજીવ જ્યારે અંતરાત્મા રૂપ થવાને માટે આશ્રવ કષાયનો ત્યાગ કરવા ઉદ્યમ કરે છે, ત્યારે ધ્યાન રૂપ અગ્નિથી કર્મ કાષ્ટ બાળી ભસ્મ કરી નિર્લેપ થાય છે અને કેવલજ્ઞાન પામી મોક્ષસ્થાનમાં સિદ્ધબુદ્ધ પરમાત્મા રૂપ થાય છે. અન્તરાત્મા અને પરમાત્માના વચ્ચે ભેદનું કારણ કર્મ છે. તેનો જો નાશ થાય તો અંતરાત્માજ પરમાત્મા રૂપ થાય છે. અંતરાત્માને ઉપશમ સમકિત, ક્ષયોપશમ સમકિત અને ક્ષાયિક સમકિત હોઇ શકે છે; પણ યાદ રાખવું કે; સ્યાદ્વાદ અનેકાંત દૃષ્ટિવડે અંતરાત્માનું સ્વરૂપ જાણવાથી

તથા તેની શ્રદ્ધા કરવાથી અંતરાત્મા થવાય છે. અં
રાત્મા સંસારને કેવો જાણે તે કહે છેઃ—

દુહા.

દેખે સો ચેતન નહિ, ચેતન નહિ દેખાય;
રોષ તોષ કીસશું કરે, આપહી આપ બુઝાય.
જૈસે વસ્ત્ર કે નાશસેં, હોત ન તું તકો નાશ;
તૈસે શરીરકે નાશસેં, આત્મ અચલ અવિનાશ.
(આ બે દુહા શ્રી યશોવિજયજી કૃત છે.)
શું મારૂં સંસારમાં. મારૂં મારી પાસ;
પરને મારૂં માનતો, ભવમાં ભટકીશ ખાસ.
સ્રી ધન પુત્ર કુટુંબ સબ, મુજથી ન્યારૂં ખાસ;
સંસારે શું સાર છે, કેમ કરે પર આશ,
જેવોઘટના નાશથી, થાય ન માટી નાશ;
તેમજ તનુના નાશથી ચેતન અચળ અનાશ.
ખાતું પીતું પહેરતું, પુદ્ગલ દ્રવ્ય કહાયઃ
આતમ ખાતો પહેરતો, કર્મ સંયોગે થાય.

સ્વગત.

ભાવાર્થ—જે જે વસ્તુ આંખે દેખાય છે.

ચેતન નથી. આત્મદ્રવ્ય, ચક્ષુવડે દેખી શકાતું નથી; કારણ કે ચક્ષુનો વિષય,રૂપી દ્રવ્યને જાણવાનો છે. પુદ્‌ગલ રૂપી દ્રવ્ય છે. અને આત્મા અરૂપી છે. માટે જે આંખથી દેખાય છે તે ચેતન નથી. તો હે ભવ્યો ! સમજો કે આપણે કોઇના ઉપર રાગ કરીએ છીએ, તથા કોઇના ઉપર દ્વેષ કરીએ છીએ તે વાસ્તવિક રીતે જોતાં કોના ઉપર કરીએ છીએ ? પુદ્‌ગલ ઉપર કરીએ છીએ કે તેના શરીરમાં રહેલા આત્માં ઉપર કરીએ છીએ ? જો શરીર ઉપર રાગદ્વેષ કરીએ તો શરીર તો જડ છે, પુદ્‌ગલ છે, માટે તેના ઉપર રાગદ્વેષ કરવો લાયક નથી. જેમ કોઇ માણુસે કોઇ માણુસના ઉપર પત્થર ફેંક્યો ત્યારે શું પત્થર વાગ્યો તેમાં પત્થર ઉપર દ્વેષ કરવો લાયક છે ? ના નથી. પુદ્‌ગલે પુદ્‌ગલ લડે છે, વઢે છે, પુદ્‌ગલ પુદ્‌ગલથી કપાય છે. જેના ઉપર આપણે દ્વેષ કરીએ છીએ તેમાં દ્વેષ કરનાર કોણ ? દ્વેષજ કહેવાશે, અને દ્વેષ કોના ઉપર થાય છે ? ઉત્તરમાં કહેવું પડશે કે શરીર ઉપર થાય છે. તો શરીર શું છે? ઉત્તર-પુદ્‌ગલ પ્રિયભવ્યો ! વિચારો કે, શુદ્ધનિશ્ચયથી

આત્મા આત્મા ઉપર દ્વેષ કરી શકતો નથી, પણ મોહાંધ આત્મા-બીજાને મારૂં બગાડનાર જાણી તેના ઉપર દ્વેષ કરે છે. અગર પરપુદ્ગલ વસ્તુને રાગ દશાથી મારી માને છે. વસ્તુતા જોતાં તે આત્માનો સ્વભાવ નથી, પણ મોહ મદિરાનું પાન કર્યાથી આત્મા પોતાનું ભાન ભૂલી જાય છે. તેથી મોહના યોગે સાત વા આઠ કર્મ સમયે સમયે ગ્રહણ કરે છે. રાગ દ્વેષનો વિષય પુદ્ગલ ઉપર થાય છે, કર્મ રૂપ પુદ્ગલસંગી આત્મા થવાથી તેના યોગે આત્મા દુઃખી થાય છે, જેમ કોઇ ઘરમાં કોઇ રહેતા હોય અને જ્યારે તે ઘર બળી જાય; ત્યારે ઘરમાં રહેલાનું શરીર પણ બળી જાય તેમ આત્મા પણ કર્મ સંયોગે વિવિધ દુઃખનો ભોક્તા થયો છે. કર્મ, પ્રત્યક્ષ સારી અગર નઠારી સ્થિતિ ઉપર લાવી શકે છે. નાટકમાં જેમ વિષયને અનુસરી પડદા પડે છે. અને નવા નવા ખેલ ભજવાય છે તેમ સંસાર રૂપ નાટકશાળામાં કર્મના યોગે જીવ નાટકીયો, સુખ, દુઃખ, શોક, રોગ, અને ભય ઇત્યાદિ ખેલ ભજવે

છે, અને જેવો પડદો આવે તદ્રૂપ થઇ જાય છે, ભવ્યો ! યાદ રાખો કે પહેલું આ શરીર નાનામાં નાનું હતું. ત્યારબાદ આ શરીર યૌવનાવસ્થા પામ્યું અને તેજ શરીર કાલાનુભાવે વૃદ્ધાવસ્થા પામી ક્ષીણ થઇ અંતે નાશ પામશે. એ પ્રત્યક્ષ ત્રણ અવસ્થાનાં નાટક હરરોજ દુનિયામાં જોયા કરીયે છીએ; તો હે બંધુઓ ! બીજું નાટક જોવાની શી ઇચ્છા રાખવી ? શરીરધારી તમે પોતેજ નાટકીઆછો. અને તમે પોતેજ શરીરરૂપી ઝભ્ભો ( વેષ ) પહેરીને રાત્રિ અને દિવસરૂપ પડદામાં નાટક ભજવો છો, તો તમારા કરતાં બીજો કયો નાટકીઓ વધે તેમ છે ? નાટકીયો જેમ પૈસાની આશાએ સારૂં સારૂં ગાય છે, લોકોનાં મન રીઝવે છે, પોતાની લાજ દૂર મૂકે છે, તેમ ચેતન પોતે નાટક કરે છે અને સ્રીની આશાએ અનેક પ્રકારના ઉદ્યમ કરે છે. ધનની આશાએ મનુષ્ય અનેક પ્રકારનાં પાપ કર્મ કરે છે, ખાનપાનની આશાએ બીજાની યાચના કરે છે, લોકોની ગુલામગીરી કરે છે, બીજાને રાજી રાખવા હાજી હા કરે છે, પણ યાદ રાખકે, એવાં ના-

ટક નાચતાં અનંતા ભવ ગયા, પણ ચેતન નટકીયાની અવસ્થામાં રહ્યો છે. રાજા વા રંક, શેઠ, શાહુકાર વહીવટદાર; ફોજદાર, ઉમરાવ આદિ શરીર ધારી સર્વે જીવો નાટકીયા પોતેજ છે. કેટલાક નાટકીઓ દુઃખી અવસ્થાનું નાટક કરે છે, કોઇ બાલ્યાવસ્થાનું નાટક કરે છે, કોઇ જીવ વૃદ્ધાવસ્થાનું નાટક કરે છે. કોઇ જીવ સ્ત્રીરૂપે અવતરી નાટક કરે છે. કોઇ જીવ મુંગારૂપે રહી અનેક લોકોને વિચિત્રતા દેખાડતો નાટક ભજવે છે, કોઇ જીવ ઉંટનો અવતાર પામી તેવું નાટક ભજવે છે. કોઇ જીવ સર્પ થઇ નાટક કરતો અજ્ઞાન દશામાં ઝુલે છે. કોઇ જીવ વાઘ રૂપ થઇ નિર્દયતારૂપ વિષય ભજવી બતાવે છે, કોઇ જીવ બીલાડી રૂપે અવતરી જાતિવૈર વિષયરૂપ નાટક ભજવી બતાવે છે. કોઇ જીવ કુતરા રૂપે અવતરી હડ્યો વિષયથી નાટક ભજવે છે, આ રીતે સંસાર નાટકશાળામાં કયો જીવ નાટકીયા રૂપ દેખાતો નથી? તે વિચારો. કહેવું પડશે કે, મોહરૂપ સૂત્રધારના તાબામાં રહેલા સર્વે જીવો નાટકીયાજ દેખાય છે. કોઇ નાટકીયો હસે છે, કોઇ

શોક કરે છે. કોઇ નાટકીયો બીજા નાટકીયા પાસે નમસ્કાર કરાવે છે. કોઇ નાટકીયો બીજા નાટકીયાને પોતાના સગા તરીકે ગણે છે. કોઇ નાટકીયો વેષના અનુસારે સુખી દેખાય છે. કોઇ નાટકીયો દુઃખી દેખાયછે ઇત્યાદિ સર્વ પ્રપંચ કર્મનો છે. જ્યાં સુધી કર્મ છે, ત્યાં સુધી નાટક અવસ્થા ભોગવવી પડશે. અનાદિ કાળથી ચેતન નાટક કરતો આવ્યો છે અને હાલ પણ પુદ્‌ગલ દ્રવ્યને સુંઘે છે ખાય છે, પીયે છે–ઇત્યાદિ. અજ્ઞાનીજીવ પરભાવનું નાટક કરે છે. જો કે નાટક કરવું તે ઉત્તમ પુરૂષોને શોભે નહિ, પણ મોહરૂપ નીચની સંગતથી આત્માની પરિણતિ અવળી થઇ ગઇ છે, તેથી તેવાં નાટક કરતાં શરમાતો નથી; પણ જ્યારે મોહનો સંગ નિવારી સ્વસ્વભાવનું નાટક કરે, તો સંસાર પાર પામી શકાય. જો ચેતન શૂરવીર થઇ મુનિ વેષરૂપ નાટક વીતરાગ વચનાનુસારે કરે તો પશ્ચાત નાટકીયો થવું પડે નહિ.

મચ્છ ગલાગલ ન્યાય આ દુનિયામાં થઇ રહ્યો છે. પરવસ્તુને પોતાની માની તેના સંયોગ વિયોગથી સુખી થવું અગર દુઃખી થવું તે પણ નાટકછે.

નાની છોકરીઓ અને નાના છોકરા લાકડાંની ઢ-ણીઓને વર વહુ કલ્પી તેને પરણાવે છે, અને જેવું મનોભાવે સગપણ જૂઠું કલ્પે છે, તેમ આ સંસારમાં જ્યાં સુધી એવાં સગપણને સત્ય માનવામાં આવે ત્યાં સુધી અજ્ઞાનદશા જાણવી.

વૈરાગી જીવોને દુનિયાના સર્વ પદાર્થો વૈરાગ્યનું કારણ થાય છે, અને મોહી જીવોને તેજ સર્વ પદાર્થો પરભાવદશાથી મોહનું કારણ થઇ પડે છે. અહો ! તેજ પદાર્થોમાં વૈરાગીઓનાં અને મોહી જીવોની દૃષ્ટિની ભિન્નતા અને સત્યાસત્યતા કેવી છે ? તે વિચારો. વસ્તુતઃ વિચારી જોતાં પર પુદ્ગલ વસ્તુ ઉપર મોહ કે દ્વેષ કરવો એ ભવભ્રમણ હેતુ છે.

કોઇ વખત જીવો પરવસ્તુ, જેવી કે ધન,પુત્ર સ્ત્રી વિગેરેના નઠારા આચરણથી દુઃખી થાય છે અને તેના, ઉપર ક્રોધ કરે છે, પણ મિત્રે ? યાદ રાખો કે, સૌ જીવ કર્મના આધીન છે. જેવાં કર્મ જીવને ઉદયે આવે છે તેવો તે થઇ જાયછે, માટે તેવી વખતે સમભાવ ધારણ કરવો. બનતા પ્રયાસે સદુપદેશ દ્વારા પરના આ-

આત્માનું હિત કરવા ઉદ્યમ કરવો, કારણ કે અંતે હિત પણ સદુપદેશથીજ થઇ શકે છે. આપણે કોઇ દેહધારી જીવના કર્મના યોગે ખરાબ આચરણ દેખી તેની નિંદા-હેલના-કરવા મંડીએ છીએ પણ સુજ્ઞો ! યાદ કરો કે, જીવનો તેવો ઉદય જાગ્યો છે; જ્યારે સારાં નિમિત્ત પામશે, ત્યારે જીવ ઠેકાણે આવશે, એમ વિચારવું; અને પારકી નિંદા કરી ભારે થવું નહિ કહ્યું છે કે,—

દુહા.

નિંદા કરતાં પારકી, પોતે ભારે થાય;
નિંદક તે ચંડાળ છે, ભવમાંહી ભટકાય.
નિંદા કરવી આપણી, પરનિંદા દુરવાર.
ઉદાસીનના ધાર મન, પામીશ ભવજલપાર. ૨

હે ચેતન ? પુદ્ગલાકાર સ્ત્રી તે પરવસ્તુ છે, તેની ઇચ્છા દૂર કરી સુમતિસ્ત્રીની સંગત કર, કારણ કે સુમતિરૂપ સ્ત્રી પરંપરાએ સ્વરૂપ પમાડશે. સંસારમાં કોઇપણ પદાર્થ ઉપર રાગ કરવો અગર દ્વેષ કરવો યુક્ત નથી. માટે ચેતન ! પોતાની મેળે તું આત્મ સ્વરૂપ સમજી સ્વસ્વભાવે સ્થિર થા.

વસ્ત્રના નાશથી જેમ તંતુનો નાશ થતો નથી, તેમ આ દેખાતા પ્રત્યક્ષ શરીરના નાશથી આત્માનો નાશ થતો નથી. દશ પ્રાણના નાશથી આ શરીરથી આત્મા છુટે છે, અને અપર ગતિમાં જાય છે, પણ આત્મા તો તેને તેજ સમજવો. આત્મામાં ગુણ પર્યાય રહે છે. સહભાવી ગુણ જાણવો અને ક્રમભાવી પર્યાય જાણવો. આત્માથી આત્માના ગુણો ભિન્ન છે. આ પ્રત્યક્ષ દેખાતું શરીર, વાણી, મન, તે હું નથી. એ ત્રણથી ભોગવાતા વિષયો મારા નથી. શરીરાદિથી ભિન્ન આત્મા ધારીને તેનું સ્વરૂપ ચિંતવવું એમ કરવાથી બહિર્વિષયોથી રાગ, દ્વેષ દૂર થશે; જે જે અંશે આત્મા નિર્મલતા અનુભવશે તે તે અંશે ધર્મ જાણવો.

જ્ઞાની અને અજ્ઞાનીની દ્રષ્ટિની ભિન્નતા દેખાડે છે.

દુહા.

બાહ્ય દ્રષ્ટિ વિમૂઢ જીવ, દેહજ આતમ બુદ્ધિ;
દેહથી આતમ ભિન્ન છે, દેખે જ્ઞાની સ્વશુદ્ધિ. ૧

બાહ્ય દ્રષ્ટિથી મૂઢ બનેલા અજ્ઞાની જીવ દેહનેજ

આત્મ તરીકે સ્વીકારે છે, પણ જ્ઞાની અંતર આત્મા જ્ઞાનમય આત્માને દેહ થકી જુદો છે, એમ દેખે છે.

જુઓ યોગપ્રદીપ શ્લોક.

संयोजयति देहेन, चिदात्मानं विमूढधीः
बहिरात्मा ततोज्ञानी, पृथक् पश्यति देहिनम्॥

અંતરાત્મા મનમા વિચારે છે કે,અરે! આ સંસારમાં મારૂં શું છે? હા કંઇ નથી! આ જે જે દેખાય છેતે તે મારાથી જુદુ છે; મારાથી જે વસ્તુ જુદી છે, તે પુદ્ગલ વસ્તુ કોઇ દિવસ મને એટલે આત્માને દેખી શકે એમ થવું અશકય છે; કારણ કે આત્માજ્ઞાનવડે સર્વ પદાર્થ દેખી શકે છે, પણ આત્મા વિના બાકીના પાંચ દ્રવ્યમાં એવી શક્તિ નથી કે આત્માને દેખી શકે. આંખ એ પુદ્ગલ દ્રવ્યાત્મક છે, તેથી તે થકી ભિન્ન આત્મતત્ત્વ દેખી શકાય નહિ. જે જડ પદાર્થ છે તે ઇંદ્રિયગોચર છે, અને હું જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ રત્નત્રયી યુક્ત આત્મા છું તેથી ઇંદ્રિયોને અગોચર છું. મારાથી ભિન્ન-જડ વસ્તુ સાથે પ્રીતિ કેમ કરૂં? અને તેને પોતાની કેમ માનું?

(પોતે પોતાનેજ શિખામણ આપે છે) ભો ચેતન! પરવસ્તુને પોતાની માની પરભાવમાં રમીશ તો ભવમાં ભટકીશ, માટે રખે તું પ્રમાદ કરતો. બોલવું સ્હેલ છે, જાણવું સ્હેલ છે; પણ તે પ્રમાણે વર્તવું તે મુશ્કેલ છે. કહ્યું છે કે—કહેણી કથે સૌ કોઇ, રહેણી અતિ દુર્લભ હોઇ. આ શ્રીચિદાનંદજીનું વચનામૃત છે.

સ્ત્રી, ધન, પુત્ર, કુટુંબ એ સર્વ આત્માથી ભિન્ન છે. જે જડ વસ્તુમાં તું સુખની ભ્રાંતિ રાખે છે, તે તે વસ્તુ દુઃખદાતા છે.

હે ચેતન! સંસાર સ્વરૂપને અનિત્ય જાણ્યા છતાં, તું કેમ પારકી આશા રાખે છે? પરવસ્તુની અભિલાષા કરવી હવે તને યોગ્ય નથી. તું પરવસ્તુના મોહથી અનંતકાળ ચાર ગતિમાં રઝળતો અનંત દુઃખ પામ્યો તે વિસરી ગયો? અલબત હવે હારે ચેતન! જડની અભિલાષા કરવી ઘટતી નથી, અભિલાષા પોતાના આત્માના શુદ્ધતાની કર કે જેથી તું આત્મા છે તે પરમાત્મા રૂપ થાય. પુત્રાદિક આત્મા થકી ભિન્ન છે, તે ઉપર સાંભળ.

श्लोक

तत सोऽन्यत्र भिन्नेषु, पशु पुन्नागनादिषु ॥
आत्मत्व मनुतेशब्वद्द विवाज्वरजल्पित १४त्यादि.

જેમ ઘટના નાશથી માટીનો નાશ થતો નથી તેમ શરીરના નાશથી આત્માનો નાશ થતો નથી. આત્મા અવિનાશી છે આત્મા અનાદિ અનંત જાણવો આત્મા સ્ફટિકરત્નની પેઠે અતિ નિર્મળ છે.

ખાવુ પીવુ પહેરવુ પુદ્ગલ દ્રવ્ય છે પણ કર્મના સયોગથી આત્મા પુદ્ગલાત્મક શરીરમા રહ્યો છે તેથી ઉપાધિથી ખાતો પીતો કહેવાય છે એ ઉપાધિ ભેદરૂપ વ્યવહાર જાણવો સુજ્ઞો ! યદ રખો કે, આ અશુચિમય કાય ને ધર્મનિમિત્તથકી પોષવી અને તેને ખાવા આપવુ પણ રંગબુદ્ધિથી આપવુ નહિ, શરીર એક જાતનો સાચો છે તેનું પાપ રહિત અચિત્ત આહારથી પોષણ કરવુ જોઈએ.

અંતરાત્માનો મુખ્ય અધિકારી યતિ સમુદાય છે શ્રાવક વર્ગ પણ અંતરાત્મસ્વરૂપને ધ્યાયી શકે છે.

મતિજ્ઞાનથી તરતમતાથી અંતરાત્મપણું દરેક આત્માનું જુદા જુદા પ્રકારનું હોય છે.

નર, નારી કે નાન્યતર હું નથી. આત્મસ્વરૂપના અજ્ઞાને આજ સુધી હું બહિર્ભાવે સૂતો હતો. હવે મેં પોતાનું સ્વરૂપ મતિ અનુસારે જાણ્યું. હવે પરમાત્મપદ પામવાને માટે ધર્મધ્યાનમાં ઉદ્યમ કરવો જોઇએ અને વિકલ્પસંકલ્પનાં કારણો તજવાં જોઇએ. ગૃહસ્થીઓએ ગૃહસ્થાવાસમાં રહીને પણ ધર્મધ્યાન ધ્યાવવું અને રાગદ્વેષથી દૂર રહેવું એ કાર્ય ઘણું દુષ્કર છે. નિઃસંગી શ્રમણાવસ્થા આત્મસિદ્ધિનું કારણ છે, પ્રિયમિત્રો ! યાદ રાખો કે, હાલના વખતમાં શુક્લધ્યાનનો વિરહ છે, હાલ મનુષ્ય ધર્મધ્યાન ધ્યાવા સમર્થ છે. આખો દિવસ એક સરખી પરિણતિ રહેતી નથી. માટે જેટલી ઘડી ધર્મધ્યાનમાં ગઇ તે લેખે જાણવી કહ્યું છે કે—

### ગાથા.

सामाइयपोसहसंठिअस्स, जीवस्स जायइ जो कालो॥
सो सफलो बोधव्वो, सेसोसंसारफलहेउ ॥ १ ॥

ભાવાર્થ—સામાયક અને પોષધવ્રતમાં જીવનો જે

કાળ જાય છે. તે સફળ જાણવો, બાકીનો કાલ ભય અમણુ હેતુ છે.

પ્રશ્ન—મુનિરાજ મહારાજે જ્યારથી સર્વ સાવધનો ત્યાગ કર્યો, ત્યારબાદ તેમને પાપ લાગે કે નહિ ?

ઉત્તર—મન વચન અને કાયાના યોગને ધર્મધ્યાનમાં પ્રવર્તાવવાથી મુનિરાજને પાપ લાગતું નથી. કદાપી અનુપયોગે પાપ લાગી શકે, પણ તે પ્રતિક્રમણ, સ્વાધ્યાય અને ધ્યાનથી પાપનો નાશ કરે છે. આઠ કર્મનો નાશ પણ મુનિમહારાજ કરવા સમર્થ છે, કર્મના વશથી કદાપિ મુનિમહારાજનું મન ડોલાયમાન થાય, વચન સાવદ્ય વાપરે, પણ જ્યારે પાછા વિચાર કરી પશ્ચાત્તાપ કરવા માંડે તે વખતે કર્મનો પાસ તોડી નાંખે, સિંહ પીંજરામાં ફસાય નહિ અને કદી ફસાય તો પાંજરૂં તોડીને નીકળી શકે નંદિષેણ મુનિરાજ સોભાવલી કર્મોદયથી વેસ્યાના ઘેર રહ્યા પણ પાછા દીક્ષા લઇ આત્મહિત કર્યું, કર્મનો અશુભ ... નષ્ટ ભ્રષ્ટ થાય અને જ્યારે ઉદય ... આત્મા કેકાણે

કર્મના ઉદયભૂત સરખો છે. જેમ સારો માણસ હોય છે પણ જ્યારે તેના શરીરમાં ભૂત આવે છે ત્યારે તે નાચે છે, કુદે છે, ફરે છે. આળોટે છે, ગાળો દે છે અને તેની શુદ્ધબુદ્ધ ભૂલીજાયછે પણ ભૂત પાછું શરીરમાંથી નીકળી જાય છે ત્યારે તે સારા માણસ જેવો હતો તેવો થઇ જાય છે. તેને કોઇ પૂછે કે તું કેમ રોતો હતો, નાચતો હતો, ગાળો દેતોહતો ? ત્યારે તે કહે છે કે, ભાઇ ! મને ખબર નથી. એ પરવશપણાથી થયું હશે, તેમ ક્રોધ, માન, માયા, અને લોભરૂપ ભૂત જ્યારે કોઇ માણસના મનમા પેસે, ત્યારે તે માણસ ગમે તેવો ધર્મી વા બુદ્ધિમાન્ હોય, તો પણ વિકલ બની જાય છે. જ્યારે ક્રોધ, માન, માયા અને લોભનો માણસમાં પ્રવેશ થાય છે ? ત્યારે માણસ પોતાનું સ્વરૂપ બદલી નાખે છે ? અને તેનુ તે શરીર છે, તોપણ જાણે જુદોજ બની ગયો હોય એમ ભસે છે, પણ જ્યારે ક્રોધ, માન, માયા અને લોભનો નાશ થાય છે. ત્યારે શાંતાવસ્થા ધારણ કરે છે. નિમિત્તયોગે ઉત્પન્ન થતા ક્રોધાદિ શત્રુઓને પાછા હઠાવવા જો પ્રયત્ન થશે, રાગદ્વે-

યાદિ મદ પડશે જૈનશાસ્ત્ર ફરમાવે છે કે, સત્ય ઉ
પાદેય આત્મતત્ત્વ છે. ધર્મની સામગ્રી પામીને મુક્તિ
સુખ પામવા પ્રયત્ન કરો જે મનુષ્યો વીતરાગ વચના
નુસારે આત્મતત્વ જાણે છે, તેજ સમ્યક્ત્વપૂર્વક શિવ
સુખ પામી શકે છે અદ્વૈતવાદિઓ સર્વ જીવોનો એક
આત્મા માને છે, પણ તે જૈનમતથી વિરૂદ્ધ છે જો સર્વ
જીવનો એક આત્મા હોય તો એક જીવની મુક્તિ થતા
સર્વ જીવનીમુક્તિ થવી જોઇએ અને એક જીવને સુખ
થતા સર્વ જીવને સુખ થવુ જોઇએ, પણ તે પ્રમાણે થતુ
નથી, એ વાત પ્રત્યક્ષ વિરોધી છે. સર્વ જીવનો એક
આત્મા માનતા પરમાત્મમય સર્વ જગત્ થઇ જાય અને
તેથી વ્રત, તપ, જપ, અને ધ્યાન એ સર્વકર્મ નિષ્ફળ
થાય ઇત્યાદિ ઘણા દોષો દેખાય છે, તેનુ ખડન મુનિરા
જ ન્યાયાંભોનિધિ શ્રીઆત્મારામજી કૃત જૈનતત્વાદર્શ
તથા અસ્મદીય તત્વપરીક્ષાવિચાર (તત્વજ્ઞાનદીપિકા)
ગ્રન્થમાછે માટે તે ગ્રન્થોનુ અવલોકન કરવુ સર્વ જીવનો
એક આ  ર અદ્વૈતવાદિયો આત્માનુ ધ્યાન
રીશકે ગ્રહણકર્યાથી હઠ કદાગ્રહટળે

શ્રી હરિભદ્રસૂરિ કહેછે કે કિરણો ગુણ નથી પરંતુ દ્રવ્ય છે અને જે જ્ઞાન આત્માનો ગુણ છે તે અદ્રવ્ય છે, તે અન્ય પ્રત્યે શી રીતે જઇ શકે ? તે દેશને વિષે, જ્ઞેય ને જ્ઞાન જઇને વ્યાપ્ત થતું નથી. કેવલજ્ઞાન અચિંત્ય શક્તિવાળું જાણવું, લોહચુંબકમાં જે શક્તિ રહેલી છે, તે ભિન્ન દેશમાં રહેલા લોઢાને આકર્ષણ કરે છે. એમ પ્રત્યક્ષ દેખાય છે. તેમ આત્મામાં રહેલી જ્ઞાન શક્તિ સર્વ લોકને અત્યંત વિષય કરે છે. એટલે સર્વ વસ્તુ જ્ઞાનમાં ભાસે છે. એમાં કોઇ વિરોધ નથી.

શંકા—આત્મા જ્ઞાનવડે વ્યાપક કહેશો તો અશુચિમય જે, નરક વિગેરે સ્થળ, તેમાં જ્ઞાનનું રહેવાપણું થવાથી અશુચી સ્વાદનો જે અનુભવ તે રૂપ આપત્તિ ( દૂષણ ) આવશે.

ઉત્તર—આત્મામાં જ્ઞાન રહીને સર્વ વસ્તુને વિષય કરે છે, તેથી અશુચિ સ્વાદ અનુભવરૂપ આપત્તિ આવતી નથી. સ્ત્રી ભોજન વિગેરે નું જ્ઞાન થવાથી તે સંબંધી તૃપ્તિ થતી હોય તો, ભોજન આદિની પ્રાપ્તિ માટે જે પ્રયત્ન છે, તે નિષ્ફલ થઇ જાય માટે

અશુચિ વિગેરેનું જ્ઞાન થવાથી તેના રસસ્વાદના અનુભવની આપત્તિ આવતી નથી. જેમ આંખે દેખવાથી, કાને જાણવાથી, ઝેર ચઢતું નથી, તેવી રીતે પદાર્થોનું જ્ઞાન થવાથી રસસ્વાદની આપત્તિ આવતી નથી જેમ મરણનું જ્ઞાન થવાથી મરણ દુઃખનો અનુભવ આવતો નથી, તેવી રીતે સકલ પદાર્થોનું જ્ઞાન થવાથી તેના સ્વાદની આપત્તિ આવતી નથી, ઈત્યાદિ ઘણાં દષ્ટાંત છે. જ્ઞાન સર્વ ઠેકાણે રહેતું નથી. જ્ઞાન આત્મામાંજ રહે છે. જ્ઞાન આત્મામાંજ રહીને સર્વ વસ્તુને જાણે છે. ઈત્યાદિ ઘણી ચર્ચા છે. આત્મામાં અનંત જ્ઞાન છે, તે જ્ઞાનાવરણીય કર્મના નાશથી સ્ફુરે છે.

પ્રશ્ન—અંતરાત્માઓ તદ્દભવ મુક્તિ પામી શકે કે નહિ?

ઉત્તર—નિયમ નથી કે તદ્દભવમાં મુક્તિ પામી શકે. ચોથા ગુણ ઠાણાથી અંતરાત્મપણું સ્ફુરે છે, અને અતરાત્મત્વ આવ્યા બાદ સામગ્રી યોગે તેજ ભવમાં સંપૂર્ણ કર્મનો નાશ થતાં સિદ્ધિસ્થાન પામી શકાય છે, અને કર્મનો નાશ થતાં સંપૂર્ણ ન થઇ શકે તો કેટલાક ભવ કે

રવા પડે છે. અંતરાત્મા ઘણા કર્મની નિર્જરા કરી શકે છે અને આશ્રવનો ત્યાગ કરી શકે છે. અંતરાત્મત્વ થી કષાયની મંદતા થાય છે. અને આત્મશક્તિ સ્ફુરે છે. વૈરાગી જીવને આત્મસ્વરૂપની જીજ્ઞાસા રહે છે, અને વૈરાગ્ય જ્યારે આ સંસાર અસાર લાગે છે ત્યારે થાય છે.

પ્રશ્ન—સંસાર અસાર લાગે ત્યારે સંસાર ઉપર અરૂચિ થાય અને અરૂચિ તો દ્વેષવિના થાય નહિ. જે પદાર્થ ઉપર રાગ હોય છે, તે પદાર્થ ખોટો માલમ પડવાથી અલબત તેના ઉપર દ્વેષ થાય અને દ્વેષથી તો કર્મ બંધાય, ત્યારે સંસારને અસાર જાણવાથી શો ફાયદો થયો ?

ઉત્તર—સંસાર અસાર લાગવાથી તેના ઉપર થતો મોહ છૂટે છે, તેથી તેના ઉપર રાગ થતો નથી. અરૂચિ એટલે તે મારૂં હિતકર્તા નથી માટે તેથી દૂર રહેવું એવા વિચાર ને અરૂચિ કહે છે. ક્રોધથકી અરૂચિ થાય છે, એ વાત એકાંત નથી એમ સમજીને જે વસ્તુનો આત્મહિત માટે ત્યાગ કરવામાં આવે છે, વા

તે વસ્તુ અણુગમતી લાગે છે તેથી તેના ઉપર ક્રો
થાય છે એમ કહેવાય નહિ. આત્માને પોતાનું જ્ઞાન થય
બાદ તે વિચારે કે, હું આટલો કાળ સંસારમાં રખ
ડયો તેમાં એકલા કંઇ કર્મનો વાંક નથી. કર્મ એ પુદ્ગલ
છે. અચેતન જડ છે. બીજાનું ખરાબ કરવાના વિચાર
વાળું તે નથી. અમુકનું ખરાબ થાઓ, એમ પુદ્ગ
દ્રવ્ય ચિંતવતું નથી. જુઓ, સામો થાંભલો છે, તે શ
શત્રુતા રાખે છે ? ના નહિ. તેમ કર્મના સંબંધે આ
ત્માનો ગુણ આચ્છાદીત થાય છે પણ કર્મ સ્કંધોમ
અશુભ ચિંતવવાની નિશ્ચયનયથી જોતાં શક્તિ નથ
કોઇનું ખરાબ કરવાનો વિચાર પુદ્ગલ દ્રવ્યમાં હોતે
નથી. પુદ્ગલસ્કંધ જે કર્મ રૂપે પરિણમી આત્માં
લાગે છે, તે કર્મરૂપ પુદ્ગલસ્કંધમાં રહેલા રસ સ્પ
ર્શના સંયોગે આત્મા પોતે લોલીભૂત થઇ જઇ કર્મ
વેદના ભોગવે છે. અફીણ તાલપુટ વિષ એ પણ પુ
ગલ છે. તેનામાં પ્રાણને નાશ કરવાની શક્તિ રહે
છે. અફીણ અમર તાલપુટ વિષ આંખે દેખવાથી

તેનું ભક્ષણ કરીએ તો તેનો એવો સ્વભાવ છે કે તે પ્રાણનો ( જીવનનો ) નાશ કરે છે. તે વસ્તુ પોતાનો સ્વભાવ બજાવે છે એ કંઇ ઉઠીને બીજાને લાગતું નથી, પણ તેનો પોતેજ ઉપયોગ કરે તેમાં વિષ–અફીણનો શો વાંક ? આપણે પોતેજ કુવામાં પડીએ તો તેમાં કુવાનો શો વાંક ? બાગમાં જાઓ તો સુગંધી મળે, તેમાં જીવ પોતેજ કારણભૂત છે. તેવી રીતે રાગ, દ્વેષ અને મોહના વશ પડેલો આત્મા દુર્ધ્યાનથી પુદ્‌ગલ સ્કંધને કર્મરૂપે પોતાની સાથે પરિણમાવે છે અને તે કર્મરૂપ પુદ્‌ગલ પોતાનો સ્વભાવ બજાવે છે, તેથી આત્મા દુઃખી થાય તેમાં કર્મનો શુદ્ધ નિશ્ચયનયથી જોતાં શો વાંક કહેવાય ? આપણે જો કર્મને ગ્રહણ કરીએ નહિ તો શું તે આપણને દુઃખી કરી શકે ? ના નહીં કરી શકે. તાલપુટ–અફીણ, પ્રાણનો નાશ કરે છે, માટે તેને ખરાબ અહિતકારી એમ આપણે કહીએ છીએ. તેમ કર્મ પણ આત્માને દુઃખ આપે છે, પોતાનું ભાન ત્યજાવે છે. ચાર ગતિમાં કર્મ વિવિધ વેષે ભટકાવે છે; માટે તેને આપણે

અહિતકારી, ખરાબ–શત્રુ આદિ વિશેષણોથી સંબોધીએ છીએ. આત્મા જાણતો છતો પોતાના સ્વભાવમાં ન રમે અને પરભાવમાં રમે, અને તેથી તેને શત્રુભૂતકર્મ લાગે તેમાં કર્મનો શો વાંક કહેવાય ? ચેતન પોતે જાણે છે કે, નિંદા, કલહ, રાગ, દ્વેષ, પાપારંભ કરવાથી કર્મ બંધાય છે; માટે તેનાથી દૂર રહેવું જોઇએ. એમ જાણ્યા છતાં સંસારમાં રાચે.માચે, પુત્ર કલત્ર અને ધનની મમતા ધારણ કરી તે થકી આનંદ માને, કાચું પાણી પીએ, સ્થાવર તથા ત્રસકાયના જીવની વિરાધના કરે, મુનિવર્ગના અવર્ણવાદ બોલે, ગૃહસ્થાવાસ સારો માને તો અંતે કર્મથી લેપાઇ દુઃખની રાશિ ભોગવે એમાં કોનો વાંક કહેવાય ? અલબત પોતાનોજ દોષ કહેવાય.

કોઇ એક મનુષ્ય, એક શહેરમાં રહે છે ને શહેરના રાજાનો એક બીજો રાજા શત્રુ તરીકે છે, તે પ્રતિપક્ષી રાજાએ પોતાના નોકરો મારફત સામા રાજાના શહેરના કુવામાં વિષ નંખાવ્યું, તે પેલા માણસે જોયું, તે સર્વને કહેવા લાગ્યો કે, અરે મનુષ્યો ! તમે આ કુવાનું પાણી પીશો નહિ; કારણ કે તેમાં વિ

નાંખ્યું છે. કેટલાક માણસોએ તેની વાત ખોટી માની, અને તેમાંથી પાણી કાઢી પીધું, અને કેટલાક માણસોએ પેલા માણસના વચન ઉપર વિશ્વાસ લાવી પાણી કાઢયું પણ નહિ અને પીધું પણ નહિ. પાણી નહિ પીનારા બચી ગયા. પાણી પીનારા મરી ગયા તેમાં કોનો વાંક કહેવાય ? કુવાનો અગર પેલા કહેનાર માણસનો વાંક કાઢી શકાય ? ના કદી નહિ ! કહો ત્યારે કોનો વાંક કાઢી શકાય ? કહેવું પડશે કે-પ ણી પીનારનોજ વાંક કહેવાય. જેઓએ તે કુવાનું પાણી પીધું નહિ અને જીવતા રહ્યા તેમાં કોનો ઉપકાર કહેવાય ? અલબત કહેવું પડશે કે પેલા વાત કહેનાર માણસનો તેણે કુવામાં ઝેર નાંખ્યું છે એમ કહ્યું ત્યારે, તેના વચનના વિશ્વાસ કરનારા જીવતા રહ્યા.

ઉપનય કે-તેમ સાંસારિક સર્વ પદાર્થો આપણા નથી, તેના ઉપર રાગ દ્વેષ કરશો તો દુઃખી થશો, એમ સર્વજ્ઞ ભગવાન્ કહે છે, છતાં તેમના વચનને આપણે અનુસરતા નથી અને મોહમાયામાં ફસીએ છીએ, પરવસ્તુ ઉપર મમતાભાવ ધારણ કરીએ છીએ.

પૃથ્વીકાયના પદાર્થો જેવાકે, સોનું, રૂપું, હીરા આદિપર રાગ કરીએ છીએ. એ જડ પૃથ્વી પદાર્થોને માટે, તાઢ, તૃષા, ભૂખ, તાપ ઇત્યાદિ ઘણું દુઃખ સહન કરવાં પડે છે, અને તેની પ્રાપ્તિ માટે છકાયના જીવોની વિરાધના કરી અનંતિ કર્મની વર્ગણાઓ ગ્રહણ કરીએ છીએ, તેમાં કોનો વાંક કહેવાય ? અલબત તેમાં આપણોવાંક કહેવાય. જ્યારે કર્મ પોતાની મેળે જાણ્યા છતાં ગ્રહણ કરીએ, ત્યારે તે ભોગવવાં પડે એમાં શી નવાઇ ? રંક હોય, અગર રાજા હોય, ચક્રવર્તિ વા કરોડાધિપતિ શેઠ હોય, પણ કર્મ ભોગવ્યા વિના કોઇનો છુટકો થતો નથી. કોઇ પ્રત્યક્ષ નજરે રાજા દેખાય છે, કોઇ શેઠ દેખાય છે, તેમ કોઇ રંક દેખાય છે. કોઇ સુખી છે કોઇ દુઃખી છે એ સર્વ કર્મનો પ્રપંચ છે.

જેઓ સર્વજ્ઞ તીર્થંકર મહારાજના વચન ઉપર વિશ્વાસ રાખે છે, અને તેમણે બતાવેલો મોક્ષમાર્ગ સત્ય માને છે, અને તે માર્ગ ઉપર વિશ્વાસ લાવે છે, સાંસારિક સુખને દુઃખરૂપ ગણે છે, અને મુનિવેષ વા શ્રાવકનાં બારવ્રત, અગર સમ્યકત્વને ધારણ કરે છે તે ભવ્ય

જીવો મોક્ષ સુખ પામી શકે છે. તે ભવ્ય જીવોને ઉપકાર કરનાર શ્રી તીર્થંકર મહારાજા અને સદ્‌ગુરૂ કહેવાય છે માટે આત્મસ્વરૂપ જાણવાની ચાહના કરવી.

પ્રશ્ન—જાણ અને અજાણ બન્ને વિષ ભક્ષણ કરે, તેમાં વધારે દુઃખ કોને થાય ? તે બેમાં કોણ મરે અને કોણ જીવે ?

સમાધાન—જાણ અને અજાણ બન્ને પાપકર્મ કરે, તેમાં બન્નેને પાપ લાગી શકે. અશુભ અધ્યવસાયની તીવ્રતાથી જાણને પણ વધારે પાપ લાગી શકે છે અને અશુભ અધ્યવસાયની તીવ્રતા જાણનાર કરતાં અજાણને વધારે હોય તો તે અજાણને વધારે પાપકર્મ લાગે છે. જાણ અને અજાણ એ બેમાંથી જેને અશુભ અધ્યવસાયની મંદતા હોય તેને પહેલાની અપેક્ષાએ થોડું પાપકર્મ લાગે છે. જાણનાર જો પાપકર્મ બાંધ્યા બાદ પાછો પશ્ચાતાપ કરે, આલોયણ લે, વ્રત અંગીકાર કરે, અંતઃકરણપૂર્વક વારંવાર પશ્ચાતાપ કરે, તો પહેલાં બાંધેલાં કર્મ તોડી શકે છે અને અજ્ઞજીવતો બાંધેલાં કર્મ અજાણ હોવાથી શી રીતે ક્ષય કરી શકે ? કદાપિ અજાણને

કર્મ બાંધ્યા પછી સદ્‌ગુરૂ સમાગમ થયા બાદ માલુમ પડે કે અરેરે ! મેં તો પહેલાં ઘણું પાપ કર્યું હતું તેથી હું ભવિષ્યમાં દુઃખી થઇશ, એવો પશ્ચાત્તાપ થાય અને ગુરૂ મુખથી જ્ઞાન મેળવી તેનો પ્રતિકાર કરે, તપ, જપ, ધ્યાન આદિધર્મ ક્રિયા કરે તો, તે અજાણ પણ પાછળથી જાણ થઇને પૂર્વે બાંધેલાં પાપકર્મ છોડી શકે છે. જાણ્યા છતાં તેનો પ્રતિકાર ન કરે તો બન્ને જણ પાપકર્મનું ફલ ભોગવે.

તે પ્રમાણે જાણ અને અજાણ બન્ને જણ વિષ ભક્ષણ કરે તો, બન્નેને દુઃખ થાય છે અને બન્ને મરણ પામી શકે છે, પણ વિશેષ કે-જાણ અને અજાણ બન્નેએ વિષ ભક્ષણ કર્યું, કર્યા બાદ જાણકારને પશ્ચાત્તાપ થયો કે,અરે ! મેં ખોટું કર્યું. હવે હું શું કરૂં ?

પોતે જાણે છે કે, વિષ ભક્ષણ મેં કર્યું છે તેથી મરી જવાનો છું, પણ અમુક ઔષધી ખાઉં તો જીવી શકું, એમ વિચારી તે ઔષધીનું ભક્ષણ કરે તો જીવી શકે. પોતે વિષ અમુક ભક્ષણ કર્યું એમ જાણે છે તે થકી બચવાનો ઉપાય પોતે જાણતો નથી તોપણ, તે

સંબંધી બીજાને વાત કરી જીરવાની મરજી હોય અને દવા કરાવે તો સાજો થઇ શકે છે પણ પેલો અજાણ બિચારો જાણતો નથી કે મેં શું ખાધું ? તો પછી તેના ઉપર શો ઉપાય કરી શકે અને બીજાને શી રીતે કહી શકે ? અંતે તે અજ્ઞ મરણ પામે છે અને પેલો જ્ઞાની મનુષ્યજીવી શકે છે માટે અજાણના કરતાં જાણકાર સારો કારણ કે તે જાણે છે તો કોઇ દિવસ પાપકર્મથી પાછો હઠશે. તરતાં જાણનાર અને તરવું નહિ જાણનાર બન્ને ઉંડી નદીમાં પડતું મૂકે, તેમાં મરણ કોણ પામે ? તરવું જાણનાર તો નદીમાં તરીને જીવી શકે, એકદમ કોઇ દુઃખ માર્યો જાણકારે નદીમાં પડતું મૂક્યું, પણ પડતાં પડતાં વિચાર બદલાવાથી,તરવા લાગી બહાર નીકળી શકે છે પણ અજાણને તો તરતાં આવડતું નથી તેથી જીવવાની ઘણી આશા હોય છે તોપણ બુડી મરે છે, ભાગ્યયોગે કોઇ કાઢનાર મળે તો કદાપિ જીવી શકે છે. આ ઠેકાણે અજાણ કોને કહેવો ? બિલકુલ હિતકારક અગર અહિતકારક વસ્તુનું સ્વરૂપ જાણે નહિ તે અજ્ઞ કહી શકાય છે અજાણમાં પહેલું તો એટલું સમજવાનું કે જેટલું અજાણ-

માટે ઉદ્યમ પ્રધાન છે એમ અને ભાસે છે. વિશેષ જ્ઞાનિગમ્યમ્.

દષ્ટાંત ત્રીજું-કેટલાક જીવ સંસારને અસાર જાણતા નથી અને દીક્ષા અંગીકાર કરતા નથી. જેમ કપિલાદાસી, વીરાશાળવી, ઇત્યાદિ દષ્ટાંત જાણવાં.

* દષ્ટાંત ચોથું-કેટલાક જીવ સંસાર સ્વરૂપને અસાર જાણતા નથી ને દીક્ષા લે છે. તે ગોરજીઓ નાના ચેલાને દીક્ષા આપે છે, તે દષ્ટાંત જાણવું. ખાખી બ ના જોગીઓ સંસારનું બરાબર સ્વરૂપ સમજતા નથી; તો પણ તાપસી દીક્ષા ગ્રહણ કરે છે અને હું પરભવ રાજા થાઉં એમ ધારી તપશ્ચર્યા કરે છે. તેઓએ સંસારનું સ્વરૂપ જાણ્યું નથી, સંસારનું ખોટું સ્વરૂપ જાણ્યું હોય તો કેમ પૌદ્ગલિક સુખની વાંછા રાખે ? સંસારનું અસાર સ્વરૂપ જાણ્ય છતાં કેમ સંસારમાં પડી રહે ? ઘર બળવા લાગ્યું. અને તેમાંથી બહાર નીકળે નહિ, તેના સરખો અજ્ઞાની જીવ અન્ય કોણ જાણવો. સંસારનું અસાર સ્વરૂપ જાણ્યા છતાં જેણે સંસારનો ત્યાગ કર્યો નહીં, તેણે જાણપણાનું ફળ જે વિરતિપણું

પોતાની મેળે એમ નહિ ધારવું કે મને દીક્ષા લેવામાં અંતરાય કર્મનડે છે, અનેતેથી લેવાતી નથી. મનુષ્યોએ ખરા ભાવથી પાંચવાર છવાર સાતવાર યાં વારંવાર દીક્ષા લેવા ઉદ્યમ કરવો. તેમ છતાં અડચણો આવે તો જાણવું કે દીક્ષામાં અંતરાય કર્મનો ઉદય છે, અંતરાય કર્મનો મને ઉદય છે, તેવું પ્રત્યક્ષ તો કેવલજ્ઞાન તથા અવધિ વિના શી રીતે જાણી શકાય ? માટે ભવ્યજીવોએ દીક્ષા લેવાનો ઉદ્યમ કદિ છોડવો નહિ.

કૃષ્ણને તો શ્રી નેમિનાથજીએ કહ્યું હતું કે, ભાઇ તમારાથી ચારિત્ર લેઇ શકાશે નહીં. હાલના વખતમાં આપણે પોતાની મેળે નિર્ણય કરવો એ કાર્ય કઠિનછે. નંદિષેણ મુનિજીને દીક્ષા લેતાં દેવતાએ ના કહ્યું હતું, તોપણ દીક્ષા લીધી, છતાં અન્તે કર્મનો ઉદય જાગવાથી વેશ્યાને ઘેર રહેવું પડયું, તોપણ પાછી ફરી દીક્ષા અંગીકાર કરી, નંદિષેણે એમ ના ચિંતવ્યું કે, કર્મના ઉદયથી દીક્ષાથી ભ્રષ્ટ થયા તો આપણને હવે પાછો અંતરાય નડશે પણ તે ઉદ્યમે શૂરા હોવાથી એમ વિચાર્યું નહીં અને પાછા તૈયાર થઇ ગયા અને પાછી દીક્ષા ગ્રહણ કરી;

છે; કારણયોગે બહિરાત્મા, અંતરાત્મા ઉપર રૂચિ ધારણ કરતાં અંતરાતમા થઇ શકે છે. જેણે અંતરાતમાનું સ્વરૂપ જાણ્યું નથી, તેને સાંસારિક પદાર્થો ઉપર રૂચિ થાય છે. પરંતુ જેને આત્માનું ઓળખાણ થયું છે તે સાંસારિક પદાર્થો ઉપર રૂચિ ભાવ ધારણ કરતો નથી. ખરી હિત શિક્ષા એ છે કે આત્મ ને જાણવા પ્રયત્ન કરવો. આત્મા સંબંધી ચર્ચા કરવી, આત્મસ્વરૂપ ચિંતવવું; કે જેથી જન્મ મરણનાં દુઃખો નાશ પામે.

અજ્ઞાનપણાથી, જડ વસ્તુ ઉપર રાગ થઇ શકે છે; અનેજેટલો જડ વસ્તુમાં રાગ રહે છે તેનાં કરતાં જડ વસ્તુ ઉપર દ્વેષ ન્યૂન ભાગે રહે છે. વિશેષજ્ઞાનિગમ્યમ્

જ્ઞાનીઓને સંસારિક પદાર્થો અસાર લાગ્યાથી તેના ઉપરથી રૂચિ ઉતરી જાય છે, અને આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણો પ્રાપ્ત કરવારૂચિજાગે છે. સંસારઅસાર લાગવાથી સંસાર ઉપર ક્રોધથાય; એમ કહેવું એ એકાંતે સત્ય કહેવાય નહિ. બાહ્ય વસ્તુ ઉપર કદાપિ ક્રોધ થાય અને તેથી તેને ત્યાગ કરવાની બુદ્ધિ થાય તો તે સાપેક્ષ રીતે પ્રશંસ્ય કહેવાય.

પોતાના ઉપર દુઃખનાં વાદળાં જ્યારે આવી પડે ત્યારે મુમુક્ષુઓએ ગભરાવું નહિ. ધૈર્ય ધારણ કરી દુઃખ સહન કરવું જે કર્મ પાછલા ભવમાં કર્યાં છે, તે ભોગવ્યાવિના છુટકો થવાનો નથી. જેમકે કોઇ ચોરે ચોરી કરી તેની રાજાએ મહીનાની શિક્ષા ફરમાવી, ચોરને જેલમાં જવું પડયું. હવે કહો શું જેલનું દુઃખ તે રૂવે તેથી નાશ પામી શકે ? ના કદી પામી શકે નહિ. ચેતન ! કોઇ આપણને દુઃખ દેવા ધારે તો તેના ઉપર ક્રોધ કરતો નહિ; આપણે જે કર્મ કર્યાં છે તે ઉદયે આવ્યાં છે. એમ સમજવું.

મિત્રો ! યાદ રાખજો કે તરવારની ઉપર મધુ ચોપડી તેને ચાટીએ તો જેમ જીભ કપાઇ જાય તેમ સાંસારિક સુખો પણ તે સરખાં છે. અસ્થિર આ સંસારમાં આત્માનું કંઇ નથી. જે પુત્રોની ઉત્પત્તિથી બહિરાત્મા સુખ માને છે, તેજ પુત્રોના મરણથી બહિરાત્મા શોક કરે છે, રૂવે છે, અને દુઃખી થાય છે. જે ધનની આવકથી બહિરાત્મા સુખ માને છે, તેજ ધનના નાશથી બહિરાત્મા દુઃખી થાય છે. જે સ્ત્રીથી બહિરાત્મા, પોતાને

સુખી માને છે, તેજ સ્ત્રીના વ્યભિચારીપણાથી બહિરાત્મા દુખ માને છે. બહિરાત્માને પરવસ્તુથીજ સુખ થાય છે અને દુઃખ પણ પરવસ્તુથીજ થાય છે. જ્યાં સુધી બહિરાત્મા પોતાના આત્માની અનંત ઋદ્ધિ તરફ જોતો નથી ત્યાં સુધી બહિરાત્મપણું ટળવું મુશ્કેલછે.

જ્યાં સુધી બહિરાત્મભાવ છે ત્યાં સુધી પશુ અવસ્થા જાણવી. અંતરાત્માને સુવર્ણ અગર પાષાણ ઉપર સમદૃષ્ટિ રહે છે તેમ શત્રુ અગર મિત્ર ઉપર પણ સમદૃષ્ટિ રહે છે. વંદક અને નિંદક ઉપર સમદૃષ્ટિ રહે છે. અંતરાત્મા દુષ્ટોની સંગતિ ત્યાગ કરેછે અને વિકલ્પ સંકલ્પના કારણનો ત્યાગ કરે છે. અંતરાત્મા, સ્ત્રીને વિષ્ટાની કોથળી સમાન ગણે છે, अन्तरात्मा, સ્ત્રી, ધન પુત્ર,પરિગ્રહ,અનેપાપારંભનોત્યાગકરેછે,વા ત્યાગકરવા ઇચ્છેછે; बहिरात्मा, સ્ત્રી, ધન, પુત્ર, પરિગ્રહની વૃદ્ધિ કરવા અનેક પ્રકારના યત્ન કરે છે. अन्तरात्मा સંસાર થકી जलपङ्कजवत् ન્યારો રહે છે, बहिरात्मा સંસારમાં जलकर्दमवत् ( જળમાંના કાદવની પેઠે ) તેમાંજ મગ્ન રહેછે. अन्तरात्मा સંસારના પદાર્થોને નાશવંતદેખેછે,

અને બહિરાત્મા તેજપદાર્થોનેઅચવદે ખેછે. અન્તરાત્મા જગતની મોટાઈમાં લોભાતો નથી, અને બહિરાત્મા જગતની ખોટી મોટાઈમાં લોભાય છે. अन्तरात्मा ગુણીના ઉપર ખુશી થાય છે, અને બહિરાત્મા ગુણી જનમાંથીછિદ્ર જોવા પ્રયત્નકરેછે. અન્તરાત્મા અપરાધી ઉપર ક્ષમા કરેછે, અને બહિરાત્મા અપરાધીને દુઃખ દેવા ઇચ્છેછે. अन्तरात्मा સદ્ગુરૂને કલ્પવૃક્ષ સમાન ગણેછે, અને બહિરાત્મા તેથી પરાઙ્મુખ રહે છે. अन्तरात्मा કર્મથકી છુટતો જાયછે, અને બહિરાત્મા કર્મથકી લેપાતો જાયછે. अन्तरात्मा અંતરમાં દેખેછે, અને બહિરાત્મા બહાર દેખે છે अन्तरात्मा સંતોષ ધારણ કરેછે, અને બહિરાત્મા લોભ ધારણ કરે છે अन्तरात्मा અંદરનું ધન એટલે આત્માનું ધન ખોળે છે, શોધેછે, અને બહિરાત્મા બહિરનું ધન ખોળે છે. अन्तरात्मा પોતાનામાં સત્તાએ રહેલા પરમાત્માનું ધ્યાન ધરેછે. અને બહિરાત્મા પરવસ્તુનું ધ્યાન ધરેછે. अन्तरात्मा જેથી છુટેછે તેથી બહિરાત્મા બંધાય છે-એ અન્તરાત્મા અને બહિરાત્માનાં લક્ષણ જાણવાં.

અન્તરાત્મા શરીરી છે અને સિદ્ધની અપેક્ષા એ પરમાત્મા અશરીરી છે સિદ્ધની અપેક્ષાએ પરમાત્મા નિરાકાર છે અને અન્તરાત્મા સાકાર છે. પરમાત્મા કર્મ રહિતછે અને અન્તરાત્મા કર્મ સહિતછે. પરમાત્મા સયોગીની અપેક્ષાએ સલેશી છે અને અયોગીની અપેક્ષાએ અલેશી છે અને અન્તરાત્મા સલેશી છે સિદ્ધની અપેક્ષાએ પરમાત્મા ગુણઠાણાથી અતિરિક્ત છે અને અન્તરાત્મા ગુણઠાણા સહિત છે, ઇયલ્ક ખરેખર ભમરીની સંગથી ભમરી રૂપ થાય છે તેવી રીતે અન્તરાત્મા પોતે પરમાત્માનું ધ્યાન ધરતા છતા પરમાત્મારૂપ થય છે. ઇત્યાદિ અન્તરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ જાણવું. વિશેષ ગુરૂગમદ્વારા સમજવું.

અદ્વૈતવાદિયો પરમાત્માને એક માનેછે. અને જૈનો પરમાત્માઓ અનંત માને છે અને મોક્ષ સ્થાનમાં રહે છે એમ માને છે. અદ્વૈતવાદીઓ એક પરમાત્માને જ્ઞાનસ્વરૂપજ માને છે, અને સંપૂર્ણ આકાશવ્યાપક માને છે.

જૈનો પરમાત્મામાં જ્ઞાન ગુણ છે એમ માને છે

અને આત્મવ્યક્તિથી સદા સંપૂર્ણ આ
પરમાત્માને માનતા નથી.

અદ્વૈતવાદીઓ પરબ્રહ્મમાં લીન થવું
સ્વીકારે છે. જૈનો કર્મ રહિત આત્માની
ઉપર મુક્તિ સ્વીકારે છે. અદ્વૈતવાદિઓ દ
પરમાત્માના અંશ તરીકે માને છે.

જૈનો પ્રતિશરીરભિન્નદરેક જીવો
જીવોજ કર્મનો નાશ થાય ત્યારે પરમાત્મ
એમ સ્વીકારેછે. અદ્વૈતવાદિઓ ઘટ,પટ,દંડ
લેશ્યા, મન, ધન, પુણ્ય અને પાપ રૂપ પુદ્
માને છે, અને કહે છે કે એ ઘટ, પટ, દંડ
ઇત્યાદિ માયા છે. માટે તે અસત્ છે. તે
એટલે કંઇ પણ વસ્તુ નથી, ભ્રાંતિમાત્ર છે.

જૈનો ઘટ,પટ,દંડ,ચક્ર, લેશ્યા, મન
પાપને પુદ્ગલ દ્રવ્ય માને છે, અને તે ૨
પોતાના રૂપે સત્ છે. અને તે વસ્તુઓ અસત્
પટ, દંડ, ચક્ર, લેશ્યા ઇત્યાદિ આત્મરૂપ ન
આત્માની અપેક્ષાએ અસત્ છે, અને પોતાન
છે. એમ સ્વીકારે છે દરેક વસ્તુ પોતાના

અને પરરૂપે અસત છે. ઘટ પોતાના રૂપે સત્ છે, અને પટ રૂપે ઘટ અસત્ છે. પુદ્ગલ દ્રવ્ય પોતાના રૂપે સત્ છે, અને જીવરૂપે અસત્ છે, એમ સ્વદ્રવ્યાદિકની અપેક્ષાએ સત્ અને પરદ્રવ્યની અપેક્ષાએ અસત દરેક વસ્તુઓને માનવામાં આવે છે. સુજ્ઞો! વીતરાગ ભગવંતે જે વચન કહ્યાં છે, તે સમ્યગ્પણે અનુભવમાં આવે છે. અને અદ્વૈતવાદીઓ એકાંતવાદે જે કહે છે તે બરાબર અનુભવમાં આવતું નથી.

અદ્વૈતવાદીઓ પરમાત્માને એકાંત નિત્ય સ્વીકારે છે, જૈનો પરમાત્માને દ્રવ્ય અને પર્યાયની અપેક્ષાએ નિત્યાનિત્ય સ્વીકારે છે, એમ તપાસતાં અદ્વૈત મત અને જૈનદર્શનમાં ઘણો તફાવત છે.

નૈયાયિકો મુક્તિને દુઃખના અત્યંત અભાવરૂપ માને છે, જૈનો અનંત સુખમય કર્મથી રહિત થઇ સિદ્ધ બુદ્ધ થઇ મોક્ષસ્થાનમાં સાદિ અનન્તમા ભાંગે રહેવું તેને મુક્તિ માને છે.

પ્રશ્ન—જીવની મુક્તિ થયા પછી જીવ પાછો સંસારમાં આવતો હશે કે કેમ ?

ઉત્તર—જીવની શુદ્ધિ થયા પછી જીવ પોતેજ પરમાત્મ પદ પામે છે. કર્મનો નાશ થવાથી પરમાત્માઓ પાછા સંસારમાં આવતા નથી.

શ્લોક.

दग्धेबीजेयथात्यंत, प्रादुर्भवतिनांकुरः

कर्मबीजे तथा दग्धे, नरोहतिभवांकुरः १

જેમ બળેલું બીજ ઉગતું નથી અને તેને અંકુરા ફુટતા નથી, તેમ કર્મરૂપ બીજ બળી ગયાથી સિદ્ધને સંસારરૂપ અંકુરો ફુટતા નથી. અર્થાત્ સંસારનું કારણ કર્મ હતું તેનો સંપૂર્ણ નાશ થવાથી સંસારમાં સિદ્ધ પરમાત્માઓ પાછા ઉત્પન્ન થતા નથી.

સંસારમાં જન્મીને જેણે આત્મા ઉપર લક્ષ આપ્યું નહીં, તેનો જન્મ નિરર્થક છે.

સંસારમાં કર્મના યોગે નાના દેહ ધારણ કરવા પડે છે. જીવ કર્મના યોગે માતપિતાના શોણિત વીર્યમાં અંત્યગતિથી આવીને ઉપજે છે. ગર્ભમાં શ-

માતાના પેટમાં જીવ ઘણું દુઃખ ભોગવે છે. પશ્ચાત માતાના ઉદરમાંથી જીવ બહાર નીકળે છે અને બાળ અવસ્થા ભોગવ્યા બાદ યુવાન થાય છે. યુવાન અવસ્થા ભોગવ્યા બાદ વૃદ્ધાવસ્થા આવે છે. આયુષ્યકર્મ પૂર્ણ થતાં અંતે જીવ શરીરમાંથી નીકળી બીજું શરીર ધારણ કરે છે; અને ત્યાં કર્યો કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે.સર્વ જીવોને કર્યાં કર્મ ભોગવવાં પડે છે.યદુક્ત

શ્લોક.

અનુષ્ટુપ્.

स्वयंकर्मकरोत्यात्मा स्वयंतत्फलमश्नुते
स्वयंभ्रमति संसारे स्वयमेव विनश्यति १
यः कर्त्ताकर्मभेदानां भोक्ताकर्मफलस्यच
संसर्त्तापरिनिर्वाता सह्यात्मा नान्य लक्षणः २
कृतकर्मक्षयो नास्ति कल्पकोटिशतैरपि
अवश्यमेवभोक्तव्यं कृतकर्मशुभाशुभ ३

પ્રશ્ન—કર્મથકી સુખ દુઃખ થાય છે કે, જીવોને ઇશ્વર પોતેજ સુખ દુઃખ આપે છે?

ઉત્તર—પૌદ્ગલિક સુખ દુઃખ કર્મથકી થાય છે, કંઇ ઇશ્વર કોઇને સુખ દુઃખ આપી શકતો નથી. જીવો

કર્યાં કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે. ઇશ્વર ન્યાય કરી કર્યાં કર્મ પ્રમાણે સુખ દુઃખ આપે છે. એમ કોઇ માને તો તે યુક્તિહીન છે.

અમો કર્મફલપ્રદાતૃ ઇશ્વરવાદીને પુછીએ છીએ કે કર્મ, ઇશ્વરથકી સ્વતંત્ર છે કે પરતંત્ર છે? જો કર્મ પોતે સ્વતંત્ર હોય તો પોતેજ સુખ દુઃખ આપી શકે. અને જો કર્મ પરતંત્ર એટલે ઇશ્વરના તાબામાં હોય તો તેણે જીવોને સુખી કરવા જોઇએ. અને સર્વ જીવો-ઉપર દયા કરવી જોઇએ; જેમ કોઇ રાજાના તાબામાં કોઇ નાનો રાજા હોય તો, તે મોટા રાજાના કહ્યા પ્રમાણે નાનો રાજા ચાલે, તેમ ઇશ્વરના તાબામાં કર્મ છે, એમ માનો તો ઇશ્વરની ઇચ્છા મુજબ સારૂંજ કર્મ સૌ જીવોને લાગે અને તેથી સર્વ જીવો સુખી દેખાવા જોઇએ; પણ તેમ સર્વ જીવો દેખાતા નથી, માટે ઇશ્વરના તાબામાં કર્મ છે એમ કહેવાય નહિ- સંવત્ ૧૯૫૬ ની સાલનો કાળ પડયો ત્યારે, શું ઇશ્વરની દયા જતી રહી હતી કે અનેક જીવને દુઃખી દેખી બચાવ્યા નહિ. ઇશ્વરના તાબામાં જો કર્મ હોત તો ઇશ્વર શા માટે

જીવોને દુઃખ આપે છે ? ' વસ્તુતઃ વિચારી જોતાં ઇશ્વરના તાબામાં કર્મ નથી એમ સિદ્ધ ઠરે છે. સારાંશમાં કહેવાનું કે જીવો સુખી અગર દુઃખી થાય છે તે, પોતાના કર્મ પ્રમાણે થાય છે. કર્મ સ્વતંત્ર છે, અને કર્મ થકી પૌદ્‌ગલિક સુખ દુઃખ સંસારી જીવોને થાય છે, તેમ છતાં ઇશ્વરની વચ્ચે કલ્પના કરવી તે અસત્ય છે, ઇશ્વરને રાગદ્વેષ હોતો નથી. ઇશ્વર કર્મ થકી રહિત છે, તેમને સંસાર બના વવાનું કંઇ પ્રયોજન નથી, ઇશ્વરો કહેતાં મોક્ષમાં પહો- ચ્યા તે સિદ્ધના જીવો નિરાકાર છે, અને નિરાકારથી સાકારની ઉત્પત્તિ થઇ શકે નહિ. જગતનું ઉપાદાન કોણ છે તે ઇશ્વરકર્ત્તાવાદિથી કહેવાશે નહિ, માટે વીતરાગ ભગવંતે જે તત્ત્વો પ્રરૂપ્યાં છે તેજ સત્ય છે, એમ માનવું યોગ્ય છે.

નૈયાયિકો તથા બીજા કર્ત્તાવાદીઓ એક ઇશ્વરને માને છે, તે સિદ્ધાન્ત સત્ય નથી. જે જીવે નાં કર્મ નાશ પામે છે તેજ ઇશ્વર–પરમાત્માઓ થઇ શકે છે. જૈનો, સિદ્ધો–ઇશ્વર–પરમાત્માઓને અનંત માને છે; પરમા- ત્માઓ વા [illegible]નો, કોઇનું ભલું બુરૂં કર્તા નથી;

તેમ ઉત્પાદવા જગતનો પ્રલય કરતા નથી, સિદ્ધાત્માઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતા નથી, કારણ કે બીજે ઠેકાણે જવાનું તેમને કંઇ પ્રયોજન નથી. પરમાત્માઓના ગુણોનું સ્મરણ કરવ.થી આપણામાં ગુણ ઉત્પન્ન થાય છે, અને કર્મ નાશ પામે છે, અને અંતે મોક્ષ પામી શકાય છે. સિદ્ધના જીવોને અનંત સુખ છે તેની ઉપમાલાયક કોઇ દષ્ટાંત નથી.

હે ભવ્ય જીવો ! આયુષ્ય ખૂટી જાય છે, એક દિવસ કાયાની રાખ થઇ જશે, મરતી વખત કોઇ સાથે આવશે નહિ. એક સરખી અવસ્થા કોઇની કદી જતી નથી. સંસાર ઉપર મોહ કરો છો તેથી સંસારમાંથી છૂટાશે નહિ. રાજા અગર રંક સૌ કાલના આધીન છે, એમ જાણી જૈનધર્મની આરાધના કરો.

સો વર્ષ ઉપર આ પૃથ્વીમાં જે માણસો હતાં તે હાલ દેખાતાં નથી, અને હાલ જે માણસો છે, તે સો વર્ષ પછી નહિ દેખાય આવી સંસારની સ્થિતિ છે માટે ધર્મ કૃત્ય કરી લો. વખત વારંવાર આવો ઉત્તમ આવશે નહિ. હાલમાં મોહના તોરમાં ગમે તેમ બોલો, ચાલો, પણ કર્યાં કર્મ તો ભોગવવાંજ પડશે.

જે ભવ્ય જીવો, વીતરાગ કથિત ધર્માનુસારે વ્યવહાર અને નિશ્ચય માર્ગ અવલંબી સ્થિર ભાવે ધર્મ સાધન કરશે, તે ભવ્યો અનુક્રમે સુખસંપદા પામશે. અધ્યાત્મ શાન્તિ ગ્રંથ રચનાં જે કંઇ મતિદોષથી ભૂલચુક થઇ હોય તે સંબંધી મિચ્છામિદુક્કડં દઉં છુ.

સુજ્ઞો ! વીતરાગ વચનથકી જે કંઇ વિરૂદ્ધ હોય તે સુધારી વાંચશો મેં કંઇ પંડિતાઇ જણાવવા લેખ લખ્યો નથી. એક ઉપકાર બુદ્ધિ મને પ્રયત્ન કરાવે છે. બીજાને ઉપકાર કરવાની બુદ્ધિથી જે ધર્મકૃત્ય કરવામાં આવે છે તેમાં નિશ્ચયથી ઉપકાર બુદ્ધિવાળાને તો ફાયદો થાયછે, અને બીજાને ફાયદો થાય અગર નહીં થાય તે નક્કી નથી.

દોષ દેખવાની દુષ્ટ માણુસે ને બુદ્ધિ રહે છે, તેનાથી આ ગ્રંથ દૂર રહો, કારણ કે તેમને તો આ ગ્રંથ હીત કર્ત્તા નથી. અને જે ગુણગ્રાહી છે તેમને આ ગ્રંથ સંસારરૂપ સમુદ્ર ઉતરતાં વહાણુ સમાન થશે

દુર્જનોને આ ગ્રંથ વિષ સમાન લાગશે અને

સજ્જનોને આ ગ્રંથ અમૃત સમાન લાગશે એ પણ એક વૃત્તિભેદે આશ્ચર્ય છે.

સૂર્યનો ઉદય થતાં કાગડાઓ કાકારાબ્દ કરેછે; પણ તેથી સૂર્યને અદચણ આવતી નથી તેમ આ ગ્રંથનો ઉદય થતાં એકાંતગ્રહી નિંદા કરશે, પણ તેથી આ ગ્રંથની ન્યૂનતા નથી.

આ ગ્રંથ સાગર સમાન છે, સાગરમાં જેમ રત્નો રહેલાં છે, તેમ આ ગ્રંથમાં પણ અનેક ગુણરૂપ રત્નો ભર્યાં છે. દોષબુદ્ધિથી જો આ ગ્રંથરૂપ સાગરને મથન કરવામાં આવશે તો વિષ નીકળશે અને ગુણગ્રાહક બુદ્ધિથી જો આ ગ્રંથ રૂપ સાગરને મથન કરવામાં આવશે તો ભવ્યજીવો અનેક રત્નો પામશે.

સૂર્યના ઉદયથી ઘૂકકુળ ભલે દુઃખ પામો, તેમાં સૂર્યનો શો વાંક? અલબત કંઇ નહિ. તેમ આ ગ્રંથરૂપ સૂર્યનો ઉદય થતાં દોષ દેખનાર જીવો ભલે નિંદા કરી પોતાના આત્માને સંસારમાં રખડાવે, તેથી આ ગ્રંથ કર્તા તથા ગ્રન્થનો દોષ કાઢી શકાય નહિ. જે શસ્ત્રથકી શત્રુનો નાશ કરવામાં આવે છે તેજ શસ્ત્ર કોઇ મૂર્ખ

માણસ પોતાને મારે તો તેથી શસ્ત્ર બનાવનારનો શો વાંક ? તેમ આ ગ્રંથથકી મોક્ષ પામી શકાય છતાં કોઇ તે ગ્રંથનો ખરાબ ઉપયોગ કરે તેમાં ગ્રંથ કર્ત્તાનો શો દોષ ? અલબત કંઇ નહિ.

ઉપસંહારમાં કહું છું કે વ્યવહાર અને નિશ્ચય માર્ગનું અવલંબન કરી સાપેક્ષ બુદ્ધિથી આત્મહિત કરવું વીતરાગ વચનાનુસારે વર્તવું. આત્મધ્યાન ધરવું. બની શકે તો યતિધર્મ અંગીકાર કરવો. તે ન બને તો શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરવાં. તે ન બને તો સમકિત ગ્રહણ કરવું. દેવગુરૂ ધર્મની શ્રદ્ધા રાખવી. પ્રભુ પૂજા, સામાયક, પોસહ, જીર્ણોદ્ધાર, જીર્ણજ્ઞાનોદ્ધાર, ચૈત્ય કરાવવાં. સંઘ કાઢવા. સાધુમહારાજની ભક્તિ કરવી. સાધર્મીભાઇઓને મદદ કરવી, કોઇ મુનિપણું અંગીકાર કરે તેને સાહાય્ય આપવી.

ગૃહસ્થે પોતાના વર્ષની ઉપજમાંથી છઠો ભાગ અવશ્ય ધર્મ કૃત્યમાં ખર્ચવો જોઇએ ગ્રંથો લખાવવા જોઇએ. પ્રતિમાઓ ભરાવવી જોઇએ. તીર્થયાત્રાઓ

વર્ષમાં એક બે કરવી જોઈએ. ચઉદ નિયમ ધારવા જોઈએ. પરિગ્રહનો નિયમ ધારવો જોઈએ. શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરવો જોઈએ. સાધુ મહારાજને અન્ન પાણી વહોરાવવાં જોઈએ. ઇત્યાદિ કાર્યોથી આત્મહિત કરવા ભવ્ય જીવોએ પ્રવૃત્તિ કરવી એવી મારી વારંવાર ભલામણ છે. આ ગ્રંથ વાંચી દરેક ભવ્ય જીવો આત્મહિત કરી અનુક્રમે શિવ સુખ પામો. ઇત્યેવમાશીઃ ૐ શ્રી શાંતિઃ શાંતિઃ શાંતિઃ



दुहा.

अध्यात्मशांति ग्रंथ ए, पूर्ण थयो सुरसाल;
भणतां गणतां ग्रथने, पामा मंगल माल. १.
नगर पादरावासीशेठ, मोहनलाल वकील;
श्रद्धावंत विवेकयुत, जेनुं रुडुं शील. २.
नगर पादरामां रही, वांची शास्त्रो अनेक;
उपकारकदृष्टि थकी, कीधी कृति विवेक. ३.
चोमासुं करी पादरा, शांतिनाथ पसाय,
रचना कीधी शान्तिथी, जेथी शिवसुख थाय. ४.
संवत ओगणीस उपरे, ओगणसाठनो साल;
पोष शुदि पूनम दीने, पूर्ण थयो सुविशाल. ५.
चावीसमा तीर्थंकर, वीरतीर्थंकराय;
पाट परंपर तेमनी, हीरविजयसूरिराय. ६.
सहेजसागर तासशिष्य, उपाध्याय कहेवाय,
जयसागरजी तासशिष्य, उपाध्याय पद पाय. ७.
जितसागर गणिना गुरु, मानसागर जयकार;
मयगलसागर तासशिष्य, वंदो भवि अनगार

पाट तेमनी शोभता, पद्मसागरगुणवंत;
सदपसागर तासशिष्य, ज्ञानसागर महंत. ९.
निधानसागर तासशिष्य, छोडे कर्मनो पास;
मयासागरजी तासशिष्य करे कर्मनो नाश. १०.
तस पदपंकज सेवता, नेमसागर मुनिराय.
दशदिशि कीर्ति जेहनी, जगमांही गवाय. ११.
तास चरणने सेवता, रविसागर गुणवंत;
रवि पेठे तेज करी, ज्ञानी ध्यानी महंत. १२.
श्रीसुखसागर तासशिष्य, विनयवंत शिरदार;
बुद्धिसागर तासशिष्य, ग्रंथ कर्यो जयकार. १३.
यावत् पृथ्वी स्थिर रहे तावत् रहेशो ग्रंथ;
भणशे गणशे जे भवि, ते लहेशे शिवपंथ १४.
ज्ञान ध्यानमां स्थिर थइ, ध्यातां आतम भूप;
आतम ते परमात्मा, अजरामर चिद्रूप. १५.

ॐ शान्तिः ३



